કર હથેલી મહીમથન, નખ તારાનો રંગ.
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક;
ગતિ ગયદ ઓપતી અધિક, ક્ષણું માત્ર નહિ વક.

રત્નજડિત્ર કર સુડલો, ચંપકવરણા ચીર;
ચરણાં ચોળી શોભિતાં, નિરમળ નારી નીર.
માતા તેની મદસૂદના, મહા મનોહર માન;
રામા રૂપવતી ઘણું, ગુણવંતી ગુણખાણ.

'મદનમોહના' — શામળ



## ૩૮

## ઉદ્યમવાદીનું સિદ્ધાંત

( ચોપાઇ )

કામકલા કહે માભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકુ નહિં કર્મ;
સઘળા લોક ઉદ્યમવશ હોય, કર્મ સારૂ બેસે નહિં કોય.

મથુરાપુર નગરનુ નામ, સુરસેન રાજાનું ઠામ;
તેમા વિપ્ર વસે બે ભ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત.

બુદ્ધિ વિવેક ને વિદ્યાવત, સાધુ શિરોમણિ રૂડા સત.
એક નારાયણ બીજો નરહરિ, પતિવ્રતા બેને સુંદરી.

નારાયણ કહે મોટુ .કર્મ, નરહરિ લે ઉદ્યમનો મર્મ,
વાદ કરે બે બાધવ ઘણો, સદ્દ ભાગે નહિ તે તણો.

વાદ કરતા બેઉએ ગયા, રાજસભા માહિ પરવર્યા;
રૂડો પ્રતાપ રાજા નાહરો, ચુકાવો ન્યાય માહરો.

સભા મધ્યે પંડિત જેટલા ઉઠીને નમિયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણાં સંતાન

રાજા કહે સાધ્યા મુજ કાજ માંનુભાવ પધાર્યા આજ;
અમ સરખુ કોઇ કારજ કહો, સુખેથી સભામા રહો

વિપ્ર કહે રાજા સુણુ મર્મ, મોટા ઉદ્યમ કે મોટુ કર્મ,
એટલો ન્યાય ચુકાવ તુ આજ, નહિ તો દેહ કરીશ હું ત્યાજ

અસત્યવાદી થાશો આપ બેસશે બ્રહ્મહત્યાનું પાપ,
રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો

પંડિત પુછ્યા ગયે ઘણા, મર્દે નવ ભાગ્યા તેહ તણા;
ના કહેતા બ્રાહ્મણ દે શ્રાપ, જૂઠુ કહેતાં લાગે પાપ.

રાત દિવસ વિચારજ કરે, કોથી અરથ એકે નવ સરે,
વડો વજીર વનમાળી નામ, ત્યા કહી ઉઠયો એકે ઠામ

પંડિતનો કરવાને સંચ; રાજાશુ રમિયો પ્રપંચ;
સુનુ મંદિર એક વિશાલ, ઓરડા આઠ ઉંચુ ચોમાળ

અગોચર મેલી સૂખડી જે ખાયે ભાગે ભૂખડી
કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણછતી

પછી વિપ્રના તેડ્યા તન બંધાવ્યા તેમના લોચન,
નિર્ભય થઇ બાંધ્યા ચોપાસ, નહિ આંખે દેખ્યાની આશ

કરી મોહોર બાંધ્યા બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ
સુના મંદિરમાં મેલ્યા તેય શીવશર્માને ગુણકા કહેય

સંપુટ કીધા તેના બાર, જોઇએ કોણ પામે છે અહાર,
જોઇએ કોને રહે છે ધીર જોઇએ કોણ પીએ છે નીર

એક દિવસ તે સ્થાનક રહ્યા  ક્ષુધા તૃષાથી દુખિયા થયા;
કર્મવત તો પોઢી રહ્યો  ઉદ્યમી ઉદ્યમ અર્થે ગયો
કર્મી કહે કોણ ઉદ્યમ કરે, આમા જે જાને તે મરે
ઉદ્યમી કહે ઘેલો તુ આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ

માડી તેણે ખણખોવણ ઘણી, બેસી રહ્યો ત્યા કર્મનો ધણી,
ભીત ભડાર મેડી ને મહેલ ઉદ્યમ આગળ સઘળુ સેહેલ.

લીધો પાર તે મન્દિર તણો જેને નેહ ઉદ્યમશુ ઘણો,
તેને તુઠયા શ્રીભગવાન આપ્યા હાથ મેવા પકવાન
કોરી ગાગર શીતળ જળ જેહ  આવી હાથ ઉદ્યમીને તેહ,
ગાંઠે બાધી આવ્યો ત્યા ક્ષુધાવત બેઠો છે જ્યા

પોતે ભક્ષ કર્યું તે તણુ  તૃપ્ત થયુ ઉદર તે તણુ
વળતી મનમા આવી દયા પ્રસન્ન બાધવ ઉપર થયા
હસી હાથમા આપ્યો હાર  કર્મીએ આરોગ્યો તેણે ઠાર,
સુરજ ઉગ્યો ને વીતી રાત  કાઢ્યા બહાર થયે પરભાત

છોડયા નેત્ર ને પૂછી વાત, તમો સાચુ બોલો સાક્ષાત
રાત દિવસનું કહોને દુખ કેમ વેઠાણી ભુડી ભૂખ

( દોહરા )

વિપ્ર કહે સુણ નરપતિ, સાચુ કહું તમ સાથ
દુખ ન આવે ઢુકડુ, ઉદ્યમ મારે હાથ

ઉદ્યમ કર્યો મે અતિ ઘણો તુઠયા શ્રી ભગવાન,
ક્ષુધાતણુ દુખ ટાળિયુ, ભક્ષ કર્યા પકવાન

પરમારથ પ્રીતે કરે નારાયણશુ નેહ
સોપ્યુ હાથ તે વિપ્રને, મતોષાણો એહ.

પેટ ભર્યું પેસે કર્મએ, આખર જોડ્યા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મ તણો શો સાથ.

કામકળા કહે વિપ્રને મન વિચારી જોય;
ઉદ્યમથી જે નીપજે, કરે ન બીજો કોય.

શીવશર્મા કહે સાંભળો, કર્મ તણી કહું ગત;
ઉદ્યમ કર્યો'તો ઉદરે કહું તેની ઉતપત.

કામકળા કહે, કહો મુને, કર્મ તણો વિસ્તાર;
ભલા રહી તે સાંભળી, હું પામું તેનો પાર.

'ઉદ્યમ કર્મ સંવાદ' — શામળ



## ૩૯

## कर्मवादीनुं सिद्धांत

( ચોપાઈ )

શીવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વિસ્તરી;
દક્ષિણ દેશ જોડીયાળું ગામ, વિષવાદી રહેવાનો ઠામ.

બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
સર્પ સાહીને ઘરમાં ધરે, જડીબુટ્ટીનાં કારજ કરે.

અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઈ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ.

વાદીએ તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મન્દિર જઈ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ.

નવ મેલ્યુ ભોજન કે નીર, પામ્યો દુખ તે સર્પ શરીર,
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે

વિશ્વાસ રાખે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
કર્મ જોરે લકા લૂટશે, કર્મ મધનથી છુટશે

તેના ઘરમા ઉદર ઘણા, વિશ્વામ રાખે તે ઉદ્યમ તણા;
કર્મ તે તો તૃણુવત ગણે, ઉદ્યમ ભાવથી ભારે ભણે

ઉદર એક હુતો તે ત્યાહે, રહેનો વાદીના ઘર માહે
શિર મોટા ચોટા ચાકડો, મૂછ મોટિ છોટા છાકડો.

કાપે કાપડ કોડી ઘણી, નવ આણે બીહીક કોઇ તણી,
ઉદ્યમ પર જેને છે મન, નાખે ઉવાડી ઢાકયા અન

ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છ ઉદ્યમ કેરો રાય,
એક દિન મન કર્યો વિચાર, લાવુ આજ અદકેરો આહાર

દાણા દૂણી કોણુજ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચડ, જ્યા ઢાકી મેલ્યો તો કરડ,

દેખી કરડ રળીઆતજ થાય, ઉનટ ડી આઘેરો જાય
એમા દીસે છે સૂખડી, કાઢી ખાઉ ભાગે ભૂખડી

એમ કરી લાગ્યો કાપવા બ્હાનાને બ્હેચી આપવા,
પાડી છિદ્ર ને પેઠો માહે કમી સર્પ બેઠો છે જ્યાહે

વદન વિકાસ્યુ તેહ જ તણે, પેઠો ઉદર લેવા ઘણે,
ગળ્યો મૂષક ને ભાગી ભૂખ, કર્મે તેના ટાળ્યા દુખ

પામ્યો સુખ શરીરે સાર, પાડયુ છિદ્ર તે આવ્યો બહાર;
પામ્યો સુખ તે ઉદર ગળ્યો, જઇ સજ્જન સહુકોને મળ્યો

ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય.

ઉદ્યમી હંકારે છે વહાણ, કર્મ બૂડે કે બુવે પ્રાણ;
ઉદ્યમી વાવવા ખેતર પડે, સૂકે કે ઉભેલો પડે

ઉદ્યમી ગાડીને ભારે ભરે; વાટે લૂંટે કે બળદજ મરે;
કરે હજારો ઉદ્યમ મોટ, ભાગે ગરાસ કાં આવે ખોટ.

ઉદ્યમ શુ કરશે એ મર્મ, જીતે સર્વ થકી એ કર્મ;
પંડિત બોલ એમ બોલ્યો અતીશ, ચઢી રામાને સબળી રીશ.

અરે પંડિત તું મૂર્ખજ હોય, ઉદ્યમથી મોટું નહિ કોય.
કર્મ નહાનું કેટલુંએ કઠોર, ઉદ્યમ શાહ ને કર્મજ ચોર.

ઉદ્યમ રાય ને કર્મજ રંક, હારે કર્મ તે આડે અંક;
ઉદ્યમ સઘળે છે સમથ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ.

'ઉદ્યમ કર્મ સંવાદ' શામળ



૪૦

## उद्यम कर्म निर्णय

( ચોપાઈ )

રાજસભા ત્યાં બોલી જાય, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદી જન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત.

એકલુ કર્મ તે જીતે કોક, જુઓ વાત વિચારી લોક;
કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતા કર્મજ ફળે.

એમાં ખેદ કરશો માં કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મજ નામ, કર્મતણો તે ઉદ્યમ ઠામ.

એ બેઉમા કઇ અંતર નથી, જે જે વેદ પુરાણે કથી,
જેવું કર્મ લખાણુ તેહ, તેવો ઉદ્યમ ઉદયજ એહ.

જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવુ કર્મજ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.

જેને જેવું કર્મજ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે,
જેને જેવું કર્મજ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ.

'ઉદ્યમ કર્મ સંવાદ' શામળ



## ૪૧

## अखाना छुटक छप्पा.

૧

અનુભવીની આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે,
ઉંટ તણા આવા મેલાણ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઇશ્વર રૂપ, સાગર આગળ શું કુદે કૂપ.

૨

આખી નગરીમા લાગી લા'ય, પખીને શું ધોખો થાય.
ઉંદર બિચારા કરતા શોર, જેને નહિ ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી કયમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે અડે.

૩

સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યુ પાપ;
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર,
આચારજજીને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ.

૪

ચરણ શરણ તો ખોટી કરી, વણ ચરણોનો દીઠો હરી;
ચરણ જળે કે ભૂમાં દાટય, શ્વાન શિયાળિયાં કરડે કાટ:
તેની શરણ અમો શું ગ્રહે, જે સમજે તે એવું લહે

૫

કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિતને મેળાવ્યા હરી:
શીખ થઇ ત્યારે આપ્યું શું, નગ્ન થઇ ગયા વનમાં પશુ;
નિસ્પૃહની એવી છે કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા

૬

દેહાભિમાન હતું પા શેર, વિદ્યા ભણતા વાધ્યું શેર,
ચરચા વદતા તોલું થયો, ગુરૂ થયો ત્યા મણુમા ગયો;
અખા ખેપ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન સમૂળગુ ખોય

૭

શશશૃંગનું વ્હાણજ કર્યું, મૃગતૃષ્ણામા જઇને તર્યું;
વંઝાસુત બે વ્હાણે ચઢ્યા, ખપુષ્પનાં વસાણા ભર્યાં,
એવી શેખશલ્લીની કથા, અખા હમણા આગળ એવા હતા.

૮

જ્યાં જઇએ ત્યા કુડે કુડ, સામે સામાં બેઠા ઘૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે;
અમારે હજારે વર્ષ અંધારે ગયા, તમે આવા ડાહ્યા કયાંથી થયા,
અખા મોટાની તો એવી જાણ્ય, મૂકી હીરો ઉપાડયો પ્હાણ

૯

લીલાં વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધુતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા,
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર.

૧૦

સો અંધામા કાણો રાવ, આધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ્ય.

૧૧

સમજુ શીખી અર્થ ઓચરે, તેની તરોવડ શુ પડિત કરે;
પડિતને પંડિતાઇનુ જોર; પણ અતઃકરણમા અંધારૂ ઘોર;
અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા.

૧૨

શબરી સંસ્કૃત શુ ભણી હતી ભાઇ, કયા વેદ વાચ્યા કરમાબાઇ;
વ્યાધ તે શુ ભણ્યો'તો વેદ, ગણુકા શુ સમઝતી હતી ભેદ;
વળી શ્વપચની સમઝ્યો રીત, અખા હરિ તેના જેવી સાચી પ્રીત.

૧૩

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઇને મારે ખરી;
વળગી પછી અળગી નવ થાય, જ્ઞાની પડિતને માહિથી ખાય.
પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત તેની ગણે

અખો



૪૨

## ભેખ તો ભાવર થકી ભુંડા

ભેખ તો ભાવર થકી ભુડા રે ભેખા અંતરમા ઉંડા—ટેક

ટકો પૈસો ટેક્ષ ગામ ગામ નાખે, વળી ખેતર ખેતર ફુડા,
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લુંડા રે. ભેખ

ત્રાંબિયા સારૂ ત્રાંગુ કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડા રે. ભેખ

ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોઠી, પાપતણા જુંડા રે, ભેખ

ભોજો



૪૩

## मूरखो मानी रह्यो मारुं

મૂરખો માની રહ્યો મારૂ રે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજ્યે ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે. મૂરખો.

દુઃખને તો કોઇ દેખે નહિ, ને સુખ તો લાગે સારૂં,
મેળા વેળાની છાંપડી તારી, વળિ જાશે વાર રે. મૂરખો.

હરિભજનમા હેવજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે. મૂરખો.

ભોજો



૪૪

## थाणदार थया रे

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે;
દુર્લભ દેહનગરી રે, મોજ માહિ બેઠો માણે—ટેક

કૂડા પાંચ પચીશ ઠગારા, રૈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે ભાણે-થાણદાર

સત્ય ધરમરૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાખો બંધીખાણે;
દંડ દેઇ તેને રે, ઘાલો અવળે ઘાણે-થાણદાર

છુપિ રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખિ લેશે ટાણે;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણેદાણે-થાણદાર

પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધીરો ધણી છે દાસ ધીરાનો એને ઓળખિ લેજે એંધાણે;
અવિચળ ગાદી આપે રે, આપ રૂપ પ્રમાણે-થાણદાર

ધીરા



## ૪૯

## अफळ गति तारी रे

અકળ ગતિ તારી રે, પૂરણ બ્રહ્મ બ્રહ્મચારી;
તારો મર્મ ન જાણે રે, જોગીંદ્ર મોટા જોગધારી. ટેક.

અકળ ગતિ તારી અલએલા, મર્મ નવ જાણે ભેદ;
કર્મ દાન દયાળ દાખલા, દાર્યા વિરંચીના વેદ;
પાળા વાળી લાવ્યા રે, અસમાને ઉતારી. અકળ૦

ધપ યત્નમા હરિએ અવની માગી, લઘુરૂપ ઓવાળ;
વામન રૂપ ધર્યું પાતળિયે, બળિને આપ્યો પાતાળ;
પ્રભુ પેર ન જાણી રે, પ્રતિહાર રહ્યા પાળી. અકળ૦

પાણીમાં પાળ બાંધી પુરૂષોત્તમ, રાવણ હણ્યો તતખેવ;
દશ મસ્તક હરિએ હાથે હણ્યાં, એવા દેવાધિદેવ;
જાનકીને લાવ્યા રે, રામાવતાર ધરી. અકળ૦

કોટિ કૌતક કર્યાં કૃષ્ણજીએ, દાવાનળ લીધો દયાળ;
ધણી ધીરાના ધીરજવંત છો, ગોવર્ધન ધર્યો કૃપાળ;
કાળિનાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી. અકળ૦

ધીરો



## ૪૬

## जेने राम राखे रे

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે;
અવર નહિં દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે. જેને૦

આહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય,
સ્થળ ને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે. જેને૦

લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦

બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરે રે તકાવ,
પારધિને તો પગે ડંશિયો, સીચાણા શિર નહિ ઘાવ;
બાજ પડ્યો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે. જેને૦

ગજ કાતરણિ લેઇને બેઠા, હરજી તો દીનદયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હીરે હેક. જેને૦

ધીરો



૪૭

## પ્રકટ મળે સુખ થાય

પ્રકટ મળે સુખ થાય, શ્રીગિરિધર પ્રકટ મળે સુખ થાય;
અંતરયામી અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય. શ્રી ગિરિધર.

તૈલ વિના સ્ફુટ તિલ પુરેથી, દીપક કયમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શા પેરે શીત સમાય. શ્રી ગિરિધર.

પૃથ્વી ચાટયે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણુ સ્પર્શથી, કો કહે જ્વાળા જણાય. શ્રી ગિરિધર.

સુરભી પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માંખણુ તાવ્યે, અર્પે ભક્ષણુ સુખદાય. શ્રી ગિરિધર.

વ્યાપકથી વાતો નવ થાય, તે વિના જીવ અકળાય;
રસિયા જન મન રંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય. શ્રી ગિરિધર.

દયારામ



## ૪૮

# महा कष्ट पाम्या विना

રાગ કેદારો.

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોહોને મળ્યા,
ચારે યુગના જુઓ સાધુ શોધી:
વહાલા વૈષ્ણવ વિષે વીરલાને હોય બહુ;
પીડનારા ભક્તિ વિરોધી. મહા૦

ધ્રુવજી પ્રહ્લાદજી ભીષ્મ બળી વિભિષણ,
વિદુર કુંતીકુંવર સહિત દુઃખિયાં;
વસુદેવ દેવકી નંદજી યશોમતી,
સકલ વ્રજભક્ત દુઃખી ભક્તમુખિયાં. મહા૦

નળદમયંતી હરિશ્ચંદ્ર તારાનયની,
રૂકમાંગદ અંબરિષાદિ કષ્ટિ:
નરસિંહ મહેતો ને જયદેવ મીરાજની,
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આદિ વ્યાધિ તુળસી માધવાદિક,
શિવકપાલી વિદ્યા વિશ્વ નિંદે;
જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપ વણ તાપ જેને જગત વંદે. મહા૦

સંચિત ક્રિયામાણ પ્રારબ્ધ જેને નથી,
તેને ત્રય તાપ આવી નડે છે;
અકલ ગત ઇશ હેતુ ન સમજ્યું પડે,
પ્રબલ ઇચ્છા સરવ તે પરે છે. મહા૦

છે કથન માત્ર એ પાપ ને પુણ્ય બે,
નચવ્યું નંદકુંવરનું જક્ત નાચે;
દયા પ્રિતમ રૂચિ વિના પત્ર હાલે નહિ,
પણ ન ભાગે ભ્રમણ મન્ન કાચે. મહા૦

દયારામ



૪૯

## लोचन मननो झगडो

લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝગડો લોચન મનનો. ટેક.

પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન ત્હેં કરી, લોચન કહે ત્હારે હાથ ઝગડો.

નટવર નિરખ્યા નેણુ ત્હેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ ઝગડો.

સુણુ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વિના ગયું મન્ન. ઝગડો.

ભલું કરાવ્યું મ્હેં તને, સુંદરતર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખ વિજોગ. ઝગડો.

વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણુ;
પણુ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો.

ન્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામ શરીર;
દુઃખ મારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો.

મન કહે પીડું હૃદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે રે નેણ, તે યશી તું તો રોય. ઝગડો.

એ બેઉ આવ્યાં બુદ્ધિ કને તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય. ઝગડો.

સુખથી સુખ દુઃખ દુઃખથી મન લોચન એ રીત,
દયા પ્રીતમ શ્રી કૃષ્ણ શું બેઉ વડેથી પ્રીત. ઝગડો

દયારામ



૯૦

## मीरांचरित्र

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રી ગીરધરલાલ,
જાણે જગ નથી કાંઇ છાનું. ટેક.

જેમલ રાઠોડની દીકરી રે,
સુણો મીંડતા એનું ધામ;
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં રૂડું,
ધર્યું મીરાંબાઇ નામ. મીરાં.

જોશીએ વાંચી જનમોતરી રે
તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે, વિશ્વંભર નાથને રે
કરશે નંદકુંવરશું નેહ. મીરાં.

ઉદ્યોતપુરનો રાણો રાજ્યો રે
તે સાથે કરી છે સગાઇ;

પરણાવીને વળાવ્યાં માસરે કંઇ,
લૌકિક રીતે મિરાંબાઇ. મીરાં.

દેવીને દેવાં વધામણાં રે
ચાલ્યાં વરકન્યા સહુ જન,
રાણે પારવંતીજી પુજ્યાં રે,
મીરાંનું તો મોહનમાં મન. મીરાં.
સાસુ કહે સૌભાગ્ય, વધે રે વહુ,
નમો શક્તિને પાય,
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે,
વિના શ્રી ગિરિવરધરરાય. મીરાં.

સાસુ કે'રે સામું બોલી આજથી મારે
નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું, એહને રાખો પરી,
એક ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં.

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે
ભલું થયું ભાગી જંજાળ;
સાધુની સંગે દિન રેણુ નિર્ગમશું,
સુખે સેવીશું ગાઇશું ગોપાળ મીરાં

નંદનંદન સાથે ન્યારાં રહ્યાં રે મીરાં,
હરિજન આવે ઘણાં ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ,
હરિને લડાવે કરે લ્હેર મીરાં.
નણંદ આવી મીરાંબાઇની પાસે,
ભાભી આ શો માંડયો ઉત્પાત;

સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ,
મહીએર લજાવ્યાં માતતાત. મીરાં
અંબર આભ્રણ પહેરો અનુપમ,
સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણે રે,
રમી રીઝી લ્યો ભરથાર; મીરાં.

છાપાં તીલક આ શી તુળશીની માળા,
નાચો કુદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનો રે,
રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં.

મીરાં કહે રે બાઇ કલેશ ટળવાનો,
એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે,
નૃત્ય કરીને હરિ ગાય. મીરાં.

વળી સોનું પહેર્યે શું સુધર્યું રે,
કહાડી નાખો ડાકડમાળ;
છાપાં તીલક ધરી સાધુઓમાં બેસો,
આ લ્યો પહેરો તુળશીની માળ. મીરાં.

તમો પણ જાઓ શીદ સાસરે રે બાઇ,
વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો,
સરવ તજીને કરો સ્નેહ. મીરાં.

કહેજો તમારી માતને રે,
વૃદ્ધ થયાં ગોવિંદગુણ ગાયે;

હરિ વિના કોટિ દેવ સેવશો તો પે,
જન્મ મરણ નહી જાએ. મીરાં.

સુણી એમ ઝબુકતી ખીજતી રે બાળા,
આવી બધવની પાસ;
એ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી સઉ,
મુકી દો રાજ અવાસ. મીરાં.

એવું સુણીને આવ્યો રોષ ગણાને
પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર 'છે શા રંગમાં રે,
કોણ કોણ બેઠું' છે એની પાસ. મીરાં

અનુચરે આવી એમ કહ્યુ જે,
નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે,
ઘરમા થઈ રહી છે યે યે કાર મીરા

સુણતામાં રાણો થયો રાતડો રે,
ખેચી ખડગ ધાયો છે તેણીવાર;
આવી જોયુ તો મીરા એકલી રે,
કોઇ આવે ના ધાઇ દીધા દ્વાર મીરાં.

પેઠો મીરાને મેહેલે એકલો રે,
'પ્રભુએ તેને ના દીધુ દરસન;
પુછ્યુ મીરાંને પેલો પુરૂષ કયા છે,
તાહારે લાગ્યુ જેશુ લગન મીરા

કયા છે પુછો શું રાણા રોષમા રે,
તે તો સઘળે વસે છે ભરપૂર,

ધ્યાનમાં જુએ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે,
રહે છે દુષ્ટ થકી દૂર. મીરાં.
કાહાડી નાખોજી આ કલેશ કપટ સંગે,
નિર્મળ કરો મંન;
પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો,
તમને થાય તેહેનાં દરશંન મીરાં.

એવું સુણીને આગ લાગી ઘણેરી,
પણ ભાવ ના આવ્યો રે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એહેવે,
દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં.

તો યે મુરખ સમજ્યો નહિ રે,
મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડ્ગ એણે ખેંચીયું રે,
ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર. મીરાં.

છોભો પડયો પાછો ફર્યો રે,
રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો,
કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં.

લીધો મીરાંએ મન મગન થઇને રે,
પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરિખું થઇ ગયું રે,
એને સમર્થ ધણી ભગવાન. મીરાં.

મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે,
પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;

શ્રી જમુના પયપાન કર્યું ને કરી
    જીવા ગોસાંઇને શિક્ષાય. મીરાં.

હરિ જન જાણી મીરાં મળવાનું કહાવ્યું,
    તેણે કા'વ્યું ના જોઉં સ્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને,
    પરપુરૂષ જોએથી દુઃખ. મીરાં.

આજ લગી હું એમ જાણતી જે,
    વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો,
    તેમાં ધન્ય તમારો વિવેક. મીરાં.

એવું સુણીને જ્ઞાન પામીઆ રે,
    જીવા ગોસાંઇ મળ્યા છે ધાઇ;
હળી મળીને હરિની વાત કરીને આવ્યાં,
    મેવાડ દેશ મીરાંબાઇ. મીરાં.

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકાં › રે,
    પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યા સદા,
    પહોચ્યા છે મનના કોડ. મીરાં.

પાછળ પસ્તાવો રાણાને થયો રે,
    ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપુ તેહને જે કોઈ,
    લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.

ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે,
    આવીને લાગ્યા સહુ પાય;

માજી પધારો મેવાડમાં વેહેલાં,
। ; રાણાજી તો અન્ન ન ખાય. મીરાં.

જ્યાંલગી તમો રહેશો દ્વારિકાં રે,
( ત્યાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને,
આવ્યાં શ્રી પ્રભુજીની પાસ. મીરાં.

હરિએ હકીકત સાંભળીને રે,
હસી આપી હ્રદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયા રે મીરાં,
જે જે શ્રી દ્વારિકાંનાથ. મીરાં.

ચરિત્ર એ મીરાંબાઇનું રે જે કો,
. શિખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેહેને મળે ને ત્રૂઠે
દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં.

દયારામ



# કવિતા પ્રવેશ

## भाग ३ जो

૯૧

## मारी भरतभूमि

મારી ભરતભૂમિ
રૂપાળી, રઢિયાળી, યશાળી, સુશીલ, પુનિત;
તારાં ચરણ ચૂમી, આનંદે વદું જય જય હરદમ નિત્ય ! ટેક

દુનિયામાં દેશ અનેક જ છે
સૌ સૌમાં કાંક વિશેષ જ છે !—
પણ તું તો અલૌકિક એક જ છે !—
મારી ભરતભૂમિ૰—

શી ફૂળફુપતા સ્થળ સ્થળ સોહે !—
નવરંગી રમણી મનડાં મોહે !—
જાણે વાડી વિશ્વંભરની જ હોએ૰—
મારી ભરતભુમિ૰—

સાચે વિશ્વંભર વા'લી તુ ઝાઝી;
સમૃદ્ધિ સ્વભાવિક બધી સાજી;
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.—
મારી ભરતભૂમિ૰—

તું તો સત્ત્વગુણી તરત જ વેત્તા,
દેશદેશથી પંડિત જ્યાં વહેતા;
થઇ શિષ્ય મહોત્સાહે રહેતા,
મારી ભરતભૂમિ૦—

એવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ
તારી ભક્તિ રગેરગ રહી જ ઘૂમી,
મારી ભરતભૂમિ૦—

'બાળ ગરબાવળી' 'નવલરામ



૮૨

## ए भूमि अमारी

( રાગ બિભાસ–તાલ દીપચંદી )

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની ?—
ન દેઉં ઉચરવા. ટેક.

એ સ્વદેશ માટે કો રણ-યજ્ઞે
પ્રાણ આહુતિ દઉં સજનિ,
ન ચાહું ઉમરવા. એ ભૂમિ.

પરાધીન થઇ ટપલા રહેવા
દાઘ પડે શિર શરમ ભરી !
ભાઇ એથી મરવું એ ભૂમિ

ગુલામ કાફર કાયર પદવી,
હિન્દુ કાળા નામે ઠરી !
ભલું એથી મરવું. એ ભૂમિ.

× × ×

છઉં સ્વધર્મરંગી, સ્વકર્મસંગી,
સ્વદેશીજંગી પ્રેમે ભીંન્યા !
હરિ એક જ હૃદયએ. એ ભૂમિ.

'કુંજવિહાર' હ. હ. ધ્રુવ

૯૩

## ગુણવંતી ગુજરાત

( મહાડ-ગરબી )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિમંડપમા આ ઝૂકી રહ્યાં અમ શિશ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગિયે શુભ આશિષ !—
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ,
રસકુલડાં વીણતાં વીણતાં ત્યાં કરિયે નિત્ય કલોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઊંડા ઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ ત્હારી છાંય!—
અમારી ગુણવંતી ગુજરાત!

સરસરિતા રસભર અમિઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝુમી, માત! રમે અમ ઉર—
અમારી ગુણવંતી ગુજરાત!

હિન્દુ, મુસલમિન પારસી સર્વે, માત! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે, કરિયે સેવા સહુ કાળ!—
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજાવતો કરિયે જયજયકાર!—
અમારી ગુણવંતી ગુજરાત!

નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!

'પ્રકાશિકા' અ. ફ. ખબરદાર

✤

## ૫૪

## इरान

લખાયો જે ભૂમિમાં અવસ્તા ઝંદ,
પૂજાયો જે ભૂમિમાં સૂર્ય બુલંદ;
છુટ્યા જે ભૂમિમાં દેવોના બંદ,
મટ્યા જે ભૂમિમાં હેરેમદી ફંદ.

ફસકઇને પડી તે ભાગીને ભંગ.
વેહના પાણીઓની પ્રથમ સે'તાશ,
જે ભૂમિમાં થઇ તે આજે ખુવાર
ઘુંમતા ગહરેઓના ગોલા તરફ,
અત્યંત ખુશીમાં અચરતી—ચશમ,
પ્રથમ જે ભૂમિમા ઊપર ફેંકઇ,
તેજ આજે પટકઇને પડી નાચાર.
ઇરાન! ઇરાન! હમજાતના વતન!

જલેછ તાહરી જુદાઇમા તન અને મન!
'થયો ક્યાં ગુમ તાહરો દોર ને દમામ?
તમામ' 'ખોઇ થયું તું અંતે નનામ!
...ટેકી તું કેમ રહે જ્યાં કિસમતની ખામ?
કિસમતના' લેખ આગળ આવે શું કામ?
આવે ક્યારે એવો એક જીંદગીમાં દન,
કે લેઉ તાહરી ભૂમિના હેતે દર્શન!

'મારી મઝેહ' — જ. ન. પીટીટ



૯૯

## काव्यदेवीने

(ઝુલણા)

ચમકતાં ઝલકતાં ચકિત કરી નાખતાં,
દર્શનો દિવ્ય તુજ અહિ દઇને,
કાવ્યદેવી! અમારો થયો દોષ શો,
રોષથી ક્યાં ભરાઇ જઇને?

માત ગુર્જર રડી, શલ્ય અહિં છે પડી,
તું હવે આપ કંઇ તેજ સારૂં;
ક્યાં ગઇ કાવ્યદેવી છુપાઈજ તું ?
કહે મને કહે મને ગુહ્ય મ્હારૂં !

સપ્તરંગી થયું મેઘનું બાણુ તે,
ધારિયો સેતુ નિર્ભય શું ત્યાં કે ?
મોહી એના ઉપર તુ ચઢીને અરે,
શું છુપાઇ જઈ અન્ય નાકે ?

સરસ આકાશનાં તારલા પુષ્પના,
શું સુવાસે રહી લ્હેર મારે ?
કે રૂડી દિવ્ય ભૂમિ વિષે તું ભમી,
રીઝવે દિવ્યજન કવિત—ક્યારે ?

પશ્ચિમે સૂર્યનું શયનગૃહ શોભિતું,
તુજને શું ઘણુ ઉર ભાવ્યું ?
ને વિમળ ભભકતું એહનું પૂર્વ ગૃહ
હૃદયથી તેં અરે શું હડાવ્યું ?

રસિક લહરીતણો જન્મ છે જે સ્થળે,
એહવા રમ્ય નભમાં ફરે શું ?
તુજ વીણા તણા તંતુને છેડીને,
ત્યાં મધુર ગાન મ્હારૂં કરે શું ?!

ઉગતા સૂર્યની કોર શણુગારીને,
વાદળાં જાય કંઇ રંગ ધરવા;
એ મનોહર નૂતન સ્થાન તું ધારીને,
ત્યાં ગઇ પ્રેમથી મોજ કરવા ?

કે રૂડી રજનીમાં સિન્ધુની છાતીપર
ઇન્દુએ સાંકળી રમ્ય ગુંથી,
તે નિહાળી બહુ મોહ શું પામી ત્યાં,
સરી ગઇ ભેદ લેવા હળુથી ? !

ગાજતો ઉછળતો સિન્ધુ ગંભીર બહુ
હૃદયમાં રત્ન રાખે છુપાવી,
મર્દ એ રત્ન મઢવાજ તુજ મુગટમાં,
શું ગઇ ત્યાંહિ તું ઝંપલાવી ?

કે કયા ધરણીના લલિત ખૂણા વિશે
બેઠી સંતાઇ એકાંત સારૂ ?–
ક્યાં ગઇ કાવ્યદેવી છુપાઇ જ તું ?
કહે મને કહે મને ગુહ્ય ત્હારૂં ?

માત ગુર્જર તજી શીદને ક્યાં ગઇ ?
ક્યાં ગઇ તાહરી મિષ્ટ માયા ?
બંધ કીધો હવે પ્રેમ રે શીદ તુજ ?
ક્યાં ગયા તાહરા કાવ્યજાયા ?

શિથિલ કવિતા પડી, ઉર્મિ રગની ઊડી,
સ્વર વિશે કંપદુઃખ છે વસંતું !
અદલ દર્શન હવે દિવ્ય તુજ આપીને
મુખ ગુર્જરે તણું કર હસંતું !

**વિલાસિકા** અ. ફ. ખબરદાર

❖

૫૬

## તરંગ

( હરિગીતની ચાલ )

તરંગનો શુ રંગ ઉજ્જવલ ! રમ્ય નભમાં શું ઉડે !
અવનિપરનું આ બધું એ મન અલૌકિકતા ભરે !
સ્થાન મુજનું આ રહ્યું, પણ મન ઉડે અવનિ થકી;
અધર રહીને જીવ જાણે વિમાનમાં બેઠા પછી;–

નિહાળતું આ દુઃખજાળો, જગતમાં જે વિસ્તરી,
પણ અવનિ સાંકળ ખેંચતી વિમાન મન ગભરાવતી.
હે પ્રેમ તારૂં વમન આ અવનિ મહીં દીસતું નથી,
સ્વર્ગના ખેચર ખરે તુજ દૃષ્ટિ ઝાંખી નહિ થઈ;–

પૂર્ણ શ્રદ્ધા રાખીને તુજ ભક્ત તુજમાં લીન છે.
અંતઃકરણના ભિન્ન ભિન્ન તુજ ભક્ત સર્વે થાય છે.
દૃષ્ટિએ દીઠો નથી–ને દેખશે નહિ જન કો કદા,
આકાર કેવો, રૂપ ત્હારૂં શૂન્યમય દીસે સદા.

મન તણી ઊર્મિ થકી ઉત્પન્ન થયલો તું દીસે,
બ્રહ્માંડ કલ્પે માનવી ત્યમ જન્મ ત્હારો મગજ છે,
વિચાર એ આકાર કેવા ચિત્ર ચિતરે મગજમાં,
અંતઃકરણ જે તૃષિત હોયે દગ્ધ દુઃખી અવનિમાં,–

અધિક દુઃખો ભોગવે સંસારની ઘટમાળમાં,
કલ્પનાઈ મન ગમે ત્યમ વ્યાધિ લાવે મગજમાં.
શિલ્પકારી ચિત્ર પાડે ચિત્ર તેવું ક્યાં વસે ?
કલ્પનામાં મૂર્તિ કલ્પી જગતમાં ક્યાંથી જડે ?

પ્રેમ બોલે ને બકે યુવાનીનું તોફાન છે,
ઉપચાર કરતાં અધિક દુઃખ તો ઝટ પ્રગટે મન વિષે.

'જયવિજય'



૯૭

## रात्रि वर्णन–अने मधुराकाश दर्शन

( શાર્દૂલ વિક્રીડિત છંદ )

હીરાની કણિકા સમાન ઝગકે તાકા ઝગારે અહો !
મોતીનાં લુમખાં બધે લળિ રહ્યાં નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધ તણી આકાશ–ગંગા ખીલે !
વાંકી કોર રૂપેરિ ચંદ્રની કળા જો આસમાની ઝલે ! ! !

શાંતિ, શીતલતા, તથા મધુરના સૌન્દર્ય, શોભા, પ્રભા,
રાત્રિ રાણિ સુહાવિ સાડિ શરીરે દીપાવી આ જ્યોત્સના;
હર્ષે નિર્ખિ ઝલે હલેતિ રમણી બાળા ચકોરી–કુળ !
ગાયે ગાન મીઠું રૂડા હલકથી આનંદમાં ઝુલઝુલ !

આવે શાંત સમે શી ખળખળ વહી, ઝર્ણો નદીઓ, લળી–
સંગીત–ધ્વનિ વિસ્તરે અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારામંડળ સાથ રાસ રચિને બાળા તરંગોજ્જવળા,
શી આદર્શ સમે સરોવર—જળે નાચે શશીની કળા ! ?

'કુંજવિહાર' ઉ. હ. ધ્રુવ



૯૮

## सागरनी याचना

સાગર સખે ! મુજ કાનમાં એવું કંઈ તો ગાઃ
જીવ્યું મીઠું લાગે મ્હને, એવું કંઇ તો ગા—સાગર.

વિભુભાવવાહી ગીતડાં, ઘેરા તાનમાં ભેદો ઉંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા—સાગર.

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ;
સમજું ન ત્હેના તાલ, કંઇ સમજું એવું તો ગા—સાગર.

સમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા !
ન શુણ્યું ત્રિયોકે 'નાથ' કંઈ એવું અહરનિશ ગા—સાગર.

મુજ ઉર તુજપર ઢાળીને હું પોઢી છું ભર રાતઃ
મુજ ઉરમાં અસ્ફુટ કંઇ ભરનો સખે ! તો ગા—સાગર.

મુખડે શું કરચોલી પાડતો? અવગણુ મને, ન વિમાસતોઃ
ગા ગા ચિરસ્થાયી ગાન તુજ, સમજે ય ત્હેને ગા—સાગર.

ત્હારે જગતને બોધવું, પરમાર્થ સત્ત્વ શોધવું:
હું કોણ? ગુરૂ કર્તવ્ય આચરતો સખે ! ભવ્ય ગા—સાગર.

તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચંદાઃ
અહો ! મહાભાર રાજવી! તુજ રાજગીત તું ગા—સાગર

તુજ પ્રાણમાં અમી રેડવું, રેડી પછી મ્હારે જવુંઃ
હું આચમીશ, અણુઆચર્યાં કંઇ ગીત ત્હારાં ગા—સાગર.

મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદે બ્રહ્માંડઃ
પણ તેથી ઉપર પ્રભુત્વર ગાજે, તે ગીત લઇ લઇ ગા—સાગર

જીવ્યું જીત્યું લાગે, મ્હને એવું હવે પ્રિય ! ગા;
સાગર સખે ! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા—સાગર.

'કેટલાંક કાવ્યો' ન્હાનાલાલ

❁

૯૯

## તુંગભદ્રા *

( ઉપજાતિ )

બીજી નદીઓ દીઠી છે ઘણી મેં
ન તુંગભદ્રા સમી કો નદી છે;
એમાં નથી પાણીનું મ્હોટું પૂર,
ન જાયે એનો રવઘોર દૂર.
દોડે ન એમાં જલસ્રોત વેગે,
તરંગ ઉંચા ન જણાય એકે;
પરંતુ એની દિઠિ એવી મુદ્રા,
કે લાગ્યું 'બીજી નથિ તુંગભદ્રા.'

અનેક એમાં પડી છે શિલાઓ,
જે મધ્ય જાયે જલના પ્રવાહો:
રોકે શિલાઓ જલને ન લેશ,
પામે શિલાઓ જલથી ન કલેશ.

કો કો શિલાને જલ ઘેરી લે છે,
ધિમે ધિમે ગોળ બનાવી દે છે.
કો કો શિલાઓ જલને નચાવે,
ને ઝીણી ઝીણી લહરી કરાવે.

* મદ્રાસ જતાં રેલ્વેના પુલ પરથી જણાયેલા દેખાવ ઉપરથી.

અતિ ભવ્ય મહીધર એ ધનુને,
શું રમાડી રહે ઉરની ઉપરે !
અહિં ભવ્ય વિશે રમણીય રમે;
રચના નિરખી મન તો વિરમે.

ઘન ધુમ્મસમાંહિં લપાઇ કદી,
ગિરિયૂથ ડુબે ઊંડી મૌનનદી;
ઝરણાં તણી 'અંગ' વિભૂતિ ધરે,
ગિરિરાજ તપસ્વિસમા શું કરે !

કદિ મેઘજળે ઊંડું સ્નાન કરે,
ગિરિવૃંદ અલૌકિક ધ્યાન ધરે.
શિખરો પ્રિય મેઘસમૂહ તરે,
હૃદયે પછિ ભાવનદી ઉભરે.

તણભૂમિ અનેક લીલાવરણી,
હસતી નિરખી હસનો તરણી;
પશુવૃંદની તે કંઇ માળ ધરે,
ભરી જે વિવિધા વરણોથી ખરે.

કદિ શુષ્ક સુનાં શિખરો ઉપરે,
રવિરાજ સુવર્ણની વૃષ્ટિ કરે;
ગિરિમંડળ કાન્તિ અપૂર્વ ધરે,
રમણીયપણું વિરલું ઉભરે.

કંઇ રૂપ દીઠાં બહુ એહ પરે,
ન દીઠાં તદપિ બહુ અન્ય અરે !
નિરખું પણ એ કઇ ભાવ બળે,
વણ બિમ્બ મને પ્રતિબિમ્બ પડે.

જન સૃષ્ટિ હવે ઘનનિદ્ર બની,
ગિરિરાજ! ત્હમે સઘળી રજની
રહી જાગ્રત ચાંદનીમાંહિં વસો!
નભતારક શું કરી વાત હસો.
સહુ પ્હેલી ઉઠે હસતી શી ઉષા!
રવિરાજની લાડકવાયી સ્વસા;
મૃદુરંગ ગુલાબી વડે ચિતરે,
ગિરિરાજ તણાં મુખ પ્રેમ ભરે.
પછી વહ્નિભર્યો રવિગોળ કુદે,
ઉંડી જ્યોતિનદી પ્રસરે જ બધે;
ગિરિરાજ! ત્હમે કંઈ ભાવ ભર્યા,
નિરખો સહુ એ વિરલી રચના.
કદિ ગાઢ ભયંકર ગર્જનથી,
ગગડે ઘન વિદ્યુત તર્જનથી;
ચમકાવિ જ વાંકી ચુંકી લીટિયે,
તિમિરે નભ શ્યામળું વીંટી લીયે.
અતિ ભવ્ય ભયંકર ભેદ વિષે
ગિરિરાજ! ત્હમે રમતા જ રસે;—
અતિ અદ્ભુત એવી અનેક છબિ,
હૃદયે મુજ ભાવ વડે જ લખી.
જુજવાં રૂપ આમ બધાં વિલસે,
તદપિ સહુમાં કંઇ એક વસે;
ઉંડુ સત્વ અગમ્ય સુભવ્ય ખરે,
ગુંથી જે સહુ રૂપ જ એક કરે.

“હૃદયવીણા” નરસિંહરાવ

❦

૬૧

## गिरनारने चरणे

( વસંતતિલકા )

ઉગ્યું સવાર સુખરૂપ સખી! અમારું,
યાત્રા હજો શુભમુખી અમ ઉર્ધ્વગામી;
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે.

આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું,
આતિથ્ય અર્ઘ્ય રવિ એક જ અર્પતો'તો;
તે લેઇ લેઇ નમણું ઉર નામતું'તું;
લીલાવિમુગ્ધ પડતું લચી દેવપાદે.

પ્રાચી વિશે વિચરતા અમ સર્વદેશે,
જ્યાં તેજનાં ઝરણ કોટિક ફુટતાં'તાં;
જ્યાં ઊડતા અમિત ભાર્ગવના ફુવારા,
આત્મન્ તૃષા છીપવવા લીધ પંથ ત્યાના.

ન્હોતી સીમા ગગનીય રચ્યની બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની;
ન્હોતા જ સંકલન તે સ્થલ કાલ કેરાં;
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.

લેતા વિરાટ પગલા સખી! વિશ્વ ગોલે,
વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે;
ઉભા પુરાણ તીર, લોચન વર્તમાન;
એવું હતું બલ વિભુ નવપ્રેરણાનું.

હા! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણ ત્યાં ચરણે પડેલો;

રાજેંદ્ર હો થઇ ગયા સખી! ધર્મગોપ્તા,
તે ગાય વંશ વિધુની ગુણવંત ગાથા.

શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમંત્ર વાંચે?
શું સૂક્ષ્મની ન વશી સુન્દરતા સ્થૂલોમાં?
શું સ્થૂલમાં ન ઉભરે ચિર ચેતનત્વ?

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં,
જોયું અમે ઉંડું ઉંડું, અદ્‌ભુત દીઠું;
તે એક શૈલકણના ઉરમાંહિં જોતાં
ઇતિહાસનાડી લીધ દર્શન ત્યાં પ્રભુનાં.

આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો;
ને તે મહા કમલની દલ પાંદડીમાં
મોઘો સખી! પરમ બ્રહ્મપરાગ ઉડે.

મારી છલંગ સખી! સાગર એક કુદ્યા;
નિહાળ્યું ભારત સુમાત્વિક વન્દનીય:
નિહાળી શ્વેત ગિરિમાળની હિમભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહિં ચિત્ર રેખા:

ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્‌લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ;
ત્યાં નિરખી સુભગ રાઘવપાદ લંકા,
ને વીરવીરી ગ્રહો મહિં સ્તોત્ર ગાતાં.

સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી મહર્ષ સુરનન્દિની ચંદ્રગુપ્તે;

દે ખંડ ખંડ દુઃખ રાજર્ષિ અશોક;
સૌ એક શૈલકણમાં ગૂઢ પ્રાણ ! દીઠું.

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢોકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંકોરી કોર સરતી કરવેલડીએ:
તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો !

દીઠી શિલા મહિંય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતન ઓઘ વ્હેતો:
તો શૈલને જડ પછી વદવું સખી ! કાં?
તો શૈલને જડ કહી સખી ! નિન્દવું શું?

જ્યોતિ ઝીલી મહત્‌ભાવ દિનેશ કેરી,
સત્કારી સભર વિશાલ કૃપાની ધારા,
ચાલ્યાં અમે પછી પીતાજ વરેણ્ય ભર્ગ,
આતિથ્ય દેવકુલનું સખી ! યાચવાને.

'કેટલાંક કાવ્યો' ન્હાનાલાલ

❧

૬૨

# दिव्य मंदिर तथा लेख

( રોળાવૃત્ત )

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાળમહોદધિ મહિં કહિં લુપ્ત થયાં આજે;
કરતા કીર્તિસ્તંભ ઉભા અમર નામ કરવા,
સહસા તે ભૂકમ્પ ગણી ક્ષણ જાતા ગરવા;

ન રહે નામ નિશાન, શાનમા  રહે રખડતા,
શિલાખંડ થઇ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા.
અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઇ ભૂસ્યા  આજ દટાયા ધૂળમાં દેખો

એક અચળ ને ભવ્ય વિશ્વમંદિર આ ભાસે,
અનુપમ ઘુમ્મટ વ્યોમતણો જેનો ચોપાસે
એક પુરુષ મહાન તણી એ કીર્તિ ગાએ--
નિરખી શકે રૂડીપેર અહીં જન કો વિરલા એ.

વિધવિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એક પુરુષ મહાન તણાએ ગુણ ઉચ્ચારે;
અનુપરૂપ એ લેખ દીસે જગ રચના માંહિ.—
નભ પટપર તારકા–લેખ ચળકંતા કયાંહિ.

કહિ કહિ ,સંધ્યા–અભ્ર–રંગના લેખ સુહાતા,
કો ઘડી ઇંદ્રધનુષ્ય–વર્ણના લેખ જણાતા;—
એમ નિરંતર વિવિધ લેખ રચના રહે દીપી,
વાચી શકે કો વિરલ દિવ્ય અદ્‌ભુત'એ લિપિ.

દેશાટન કરી ભવ્ય મંદિરો ભલે ન નિરખું,
ગૂઢ લેખ લિપિ ભેદ ભલે હુ ઉકેલી ન શકું:—
મહાન-મંદિર એક નિરખવા દૃષ્ટિ ચાહું,
દિવ્ય પુરુષના લેખમાંગુ શક્તિ ઉકલવા હું.

'કુસુમમાળા'                                        નરસિંહરાવ

## ૬૩

# तापी नदीना पूल पर

( સવૈયા. )

સબળ પગોથી તાપી નદીને ચાંપીને ઉભો આ પૂલ,
જે દુખિયા સાવિત્રિ સમ નીચે લંબાઇ પડી છે અનુકૂળ !
ઉર્મિ કંઇ કંઇ ઉરમાં ઉડતી, બડબડ કરતી વ્હેતી જાય,
પણ શાંતિની ધોળી સાડી હમણાં તો ઢાંકે છે કાય !

મનુષ્યની સબળી શક્તિનો પૂલ અહીં આ આપે ભાસ,
એ પૂલની પીઠે ઉભો હું આશ્ચર્યે ભેળુ ઉલ્લાસ;
ઈશલીલા સાથે અહિં કેવી માનવલીલા છે જોડાઇ !
એ મહિમાના સ્તોત્ર ઉચરવા મુજ રસના તલ્પે છે આંહિ.

જડ મતિ ને ઝાંખી ચક્ષુને, ઉભો રહિ અહિં નવ લવ જોય,
નહિં જેની આંખોમાં ઉરમાં, એ પ્રતિબિંબ પડેલું હોય !
તે આ નદીની લહરી જેવો જગમા ધસડાતો અથડાય,
તેને માટે બંધ કીધેલી આ લીલા-પોથી દેખાય !

સાંઝ તણી શોભાનો કેવો શહેરે તો કીધો શણગાર,
એને જોતો હસતો પેલો સૂરજ ઉતરે પશ્ચિમદ્વાર !
ને સજ્જનની મૈત્રી જેવા આ વધતી છાયાની સાથ,
વિધવિધ આકૃતિ દેતો તેને લાડ કરે છે શો રવિનાથ !

નદી જળપર ગાતો અથડાતો શીતળ વાતો વાય સમીર.
ને આ પૂલપર ભેટે મુજને, ભેટે રમણી જેમ અધીર—
પ્રેમે મુજ હૃદયે સળગાવે કૈંક વિચારો કેરી જ્યોત,
જે સંસાર દુઃખોપર ઘડીભર નાખે નિજ માયાળુ ઓથ !

એ પણ ઘડીભર સ્વર્ગતણું સુખ સમિરે આજ ચખાડયું એમ,
મુજ જેવા વળી કૈંક હૃદયપર એન્જ સમિર દાખવતો પ્રેમ;
એવી એની મધુર લપટમાં તો આ પૂલ ઉભો છે શાંત,
ને એની શોભામાં રંગો પૂરે સાંઝતણું એકાંત!
આકાશે રમતાં વાદળ ત્યાં જળમાં તરતાં વાદળ જોય,
એ બેની વચ્ચે રહી એમાં પૂલ પરમ પ્રીતિગુણ પ્રોય!
એ પૂલ જેવો જુઓ આપણું વર્તમાન જીવન કે ભાસ,
ભૂત ભવિષ્યતણાં જીવનની ગુહ્ય કડી છે જેની પાસ!

એહ કડીનો મર્મ સમજવા નભને જોતું, ઉછળે ઉર;
ને નભનું અમીહાસ્ય ઉતરતું મુજ હૃદયે ઠરી આપે નૂર!
એહ પ્રકારે મનુજ જીવનનાં કૈંક રહસ્ય ઉકેલું આજ,
જે આ મ્હારા અલ્પ જીવનનું દોરી જશે અતિ દુર્ઘટ રાજ;

એવી આકાશી શાંતિમાં પૂલ ઉપર પામું ઉલ્લાસ,
જાણે ઘડી આ મુજ માટે ત્યાં નભપરથી મોકલી છે ખાસ,
જે આ સૂર્ય ઉપરથી થઇને સ્વર્ગતણું વેરે છે તેજ,
એમાં આજ અદલ ઇશ્વરની પ્રગટ પિછાન કરું છું રહેજ!

'વિલાસિકા' — અ. ફ. ખબરદાર

❦

૬૪

**કબુતર**

(શિખરિણી)

સુખે ચાલ્યો જાતો દિવસ સુખમાં ના ગત થશે!
મળ્યા અલ્પાનન્દો મનુજ દિલને તે ખરી જશે!
રહેશે રોવું! તે રૂદન, મનુનું બાન્ધવ ખરૂં;
બધું મ્હાલું બીજું મરણ શરણે જાય વહતું.

હતું મેં પાળ્યું ને કબુતર રહ્યું'તું ધુઘવતું,
ઉછેર્યું'તું પ્રેમે, કનકમય આ પિંજર પૂર્યું;
પહેરાવ્યાં મુક્તાજડિત રૂડલાં ઝાંઝર પગે,
ફરંતું ભોળું તું સુરખ પગ ન્હાના ઠમકતે !

અરેરે ! પૂર્યું કાં ? જડ જનક પ્યારૂં ન તુજને,
સુવર્ણે લોભાયા કૃપણ શઠ એ તો જન અમે;
તને લીલી વ્હાલી ઘટ વનઘટા નીલમ સમી,
ગણે મોતી હીરા વિભવ રચના તુચ્છ સઘળી.

તને બાંધે નાખ્યું ! દિલ મતલબી કાં મુજ થયું ?
અરે ! તોયે ત્હારૂં મુજ પર હતું વ્હાલ અધિકું !
અહો ! ત્હારૂં હૈયું પ્રણય રસ ભીનું પરગજુ,
દુઃખી હું હોઉં તો મન રીઝવવા નૃત્ય કરતું !

તને કેદી કીધું ! હૃદય મમ પ્રેમે ન સળગ્યું !
હતું સ્વચ્છંદી તું, પરવશ કર્યું મેં અહ પ્રભુ !
મનુષ્યો સંહારી સુખદ રતિ બાંધો કુદરતી—
અરે ભોળા પ્રાણી ઉપર ચલવે રાજ્ય જુલમી ?

'કેકારવ' કલાપી

❖

૬૯

## एक वेलिने

( મંદાક્રાન્તા )

ધીમે ધીમે કુંપળ કુંપળે પત્ર પત્રે વળીને,
ટીશી ટીશી તરુ વિટપમાં ગૂંથણી કાંઈ ગૂંથે;
મીઠી વેલી ! તુજ વળ દીસે નિત્ય નિત્યે નવીન !
ત્હારૂં હૈયું વધુ વધુ સદા સ્નેહમાં થાય લીન !

ન્હાની ન્હાની તુજ ગતિસમો રાહ આ જીન્દગીનો,
તોફાનો કે ભભક રવની કોઈ દી માત્ર ભાસે;
ત્હારી પાસે ગણુ ગણુ થતા જંતુઓ નિત્ય ગુંજે,
મ્હારી પાસે જગત સઘળું નિત્ય ગુંજ્યા કરે છે.

પર્ણો તાજાં ચડી, ખરી, ચડે એકની એક ડાળે,
ને આશંખે તરૂવર તણો નિત્યનો એક તાર;
ટેકો મ્હારો મુજ હૃદયની એક મૂર્તિ પરે છે,
તે પાસેથી સુખ દુઃખ સદા જાય ચાલ્યાં ઝપાટે.

તું પત્રો ના તુજ કદિ ગણે, હુંય મ્હારાં ગણું ના,
કિન્તુ તેનો કુદરત મહીં કાંઇ છુપો હિસાબ;
ક્યાં? શા માટે? પ્રભુવીણ નકી કોઇ જાણી શક્યું ના,
ઊંડાં કાવ્યો, ફિલસુફી વળી કાંઇ શંકાજ માત્ર.

તુંમાં હુંમાં અરરર! પણ આ કાંઇ જૂદું જ ભાસે,
ત્હારા મ્હારા પગ મહીં દિસે ભિન્નતા એક ઊંડી:
તું ચાલે છે સતત ગતિએ, કૂદતો ચાલતો હું.
ધક્કા મારે કુદરત મને, દોરતી માત્ર તુંને.

હું ચોટું છું મુજ જિગર જ્યાં એક દી શાન્તિ પામે,
નિઃશ્વાસો સૌ જનહૃદયના ભૂતકાલે વિરામે;
નિર્માયો છે તુજ જીવનને એકલો વર્તમાન,
"ઊંચે જાવું" તુજ હૃદયને એટલું માત્ર ભાન.

'કેકારવ'

કલાપી

❖

## ૬૬
## कलापीने संबोधन

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઉછળતા શા ઉર સાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકાઃ
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!
સુરતાની વાડીના મીઠા - મોરલા!

આંજે ને અજવાળે આંખડલી સખીઃ
અન્તર ઉપર ઉઘડે આતમ નૂર જો!
"હેત હૈયાનાં વહતી વાજે વાંસળી"!
ઉડે સ્વર આકાશે અન્દર દૂર જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

નન્દનવનના પ્રાસાદોની ટોચથી
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

"તત્ સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ!"
ગાયત્રીનો, જૂનો ભેદક મન્ત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમેઃ
નમતો સાથે આતમાનો એ તન્ત્ર જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

કાન્તનો 'પૂર્વાલાપ' — મણિશંકર

## ૬૭
# राजर्षि

( લાવણી )

મ્હેં ચિંતા સર્વે તજી આમને ઠારે,
તો ચિંતા મ્હારી સજી રહે પ્રભુ ભારે;
મ્હેં મુકી વાસના સર્વે અરણ્યે જ્યારે,
તો પુષ્પ વાસના મને વધાવે પ્યારે.

હું છોડીને ઘરબાર થયો વનરાજા,
મ્હેં મૂકી લાજ, તો ધરે સત્ત્વ મુજ માઝા;
તજિ નિરસ અન્ન હું જમું મિષ્ટ ફળ તાજાં,
તજિ કુટિલ વેણુ હું શુણું અનાહત વાજાં.

સંગેમરમરની શિલા સુંવાળી સારી,
નવપલ્લવ-રૂથી ભરી સુપુષ્પ પથારી;
તકિયો ચંપકની લતા તણો શુભકારી,
ત્યાં સિંહાસન હું કરૂં અચલપદ ધારી.

ઘટ ભવ્ય વૃક્ષની ઘટા છટાથી ગ્હે છે,
મુજ ઉપર દિવસ ને રાત છત્ર ધરી રહે છે;
મૃદુ પુષ્પ સ્વાદુ ફળ દઇ મને રીઝવે છે,
ક્ષણ ક્ષણ ચાલવતાં હાથ વારણાં લે છે

કોકિલા મેના પોપટી ચમર ધારે છે,
"કિલ કિલ" બોલી કલ્લોલ લોલ લહકે છે,
પારાવત રસિલો સર્વ હજુરી બને છે,
મુજ અમળ કેફથી મત્ત નિરંતર રહે છે

વળી શીતળ મંદ સુગંધ સમીર વહે છે,
પંખો મુજ ઉપર કરી અદૃષ્ટ રહે છે;

નિર્ઝર ઝર ઝર ઝર કરી મને સેવે છે,
શીતળ ને સ્વાદુ શુદ્ધ સલિલ ધરે છે.
સુંદર અંબરને ધરી રકત વિચરે છે,
શશિ સૂર્ય અહોનિશ મને મશાલ ધરે છે;
રજનીમાં ચાંદીતણું, હેમનું દહાડે,
મુજકાજ બિછાનું કરી પ્રહર્ષ પમાડે.
છે જગકર્તાનો એક આશરો મ્હારે,
તો વેર ઝેર તકરાર મળે ન લગારે;
રહી અષ્ટ સિદ્ધિ નવનિધિ બની મુજ દાસી,
હું અનન્ય હરિનો ભકત રહ્યો વનવાસી.

'સુમનગુચ્છ' — દોલતરામ



## ૬૮

## आशा

આશા એ શબ્દ કેવો મધુર રૂચિર છે હર્ષ આનંદવાળો !
અંધારૂં ખેદ કેરૂં અરૂણ બની બધું આવતાં કહાડનાર;
ઉલ્લાસે ઉડતા છે સુખી હૃદય તણા પક્ષીનો એહ માળો,
આશા છે કલ્પવૃક્ષે કળી કુસુમતણી કામ જે આપનાર.
ભાવો જે છે સહુ હૃદયના રૂપ આશાતણાં તે,
સર્વે ઇચ્છે તરસ છીપવા ચિત્તમાં અંગમાં કે;
હર્ષો સાથે પરમ સુખની 'પ્રેમ' છે ઉષ્ણ આશા,
એ આશા જ્યાં સુખદ બનવા પીગળે તે 'કૃપા' ત્યાં

આશા મીઠી પ્રાપ્તિથી છે વધારે,
આશા સાચો મિત્ર છે દુઃખ વેળા:
માર્ગે આણે લોક ભૂલા પડેલા;
મધ્યાન્હે તે કંડમાં નીર સારે.

આશા મોટાં કામ કરાવે જન પાસે,
રામે બાંધ્યો તે પુલ સીતાતણી આશે:
પાંચાલીની આશથી પાર્થે મચ્છ ચીર્યો,
ઘુમ્યો આશે કીર્તિની સીકંદર વીરો.

આશા ન હોય કશી તો જીવવું નકામું,
સામાં નિશાન વિણનું સહુ તાકવાનું;
આશા નથી, પછી બધાં સુખ કામના શાં?
આશા વિના નૃપતિની સ્થિતિ બદ્દપાથા.

અતિ ગહન નદી છે મોહ તૃષ્ણા તણી એ,
નિજ કવિપદ છોડયું, એમ જેણે કહીને;
ખબર ન હતી તેને—ગાઢ સંબંધ અંગે,
રસમય કવિતાને તે સદા આશ સંગે.

આશાનું મુજ ચિત્તમાં સ્મરણ હું પ્રેમે કરૂં સર્વદા,
તેને આવતી દેખી ધન્ય બનું છું ઉન્મત્ત ઉલ્લાસમાં,
આશાને સહુ રીતથી ખુશી કરૂં કે રહે સમીપે સદા,
તેનો મંગલ હસ્ત શીર્ષ પર હું માગું સુખી રાખવા.

આશાના બહુ તર્ક જ્યાં એવા બાંધું રમ્ય
આવે વિચાર મૃત્યુનો,—આશા સર્વે શૂન્ય!
આશા સર્વે શૂન્ય! નામ સુણતાં મૃત્યુનું,
મૃગ સહુ ભાગે જેમ ગર્જન થાતાં સિંહનું.

શોધી કહાડું વિષાદ, આશા ન દેખું કશામાં,
મૃત્યુતણો શો ત્રાસ, જનતણા હતાશ આ શા?

રમણભાઇ

❦

## ૬૧

## ફુલ વીણ, સખે !

( તોટક )

ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !
અહીંનો કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે !
સુમહોજ્જ્વલ આ કિરણો રવિનાં,
પ્રસરે હજુ તો નભ ઘુમ્મટમાં.
ન વિલંબ ઘટે;
કંઇ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે.
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગંધ પરાગ નહિ મળશે !
ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત સખે !
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
ભર યૌવન આ હજુ રક્ત, સખે !
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ઉતરતી પછી ઓટજ હોય, સખે !
ફુલ વીણ સખે !
તક જાય, સખે !
ઢળતી થઇ તો ઢળતીજ થશે,
રજની મહીં ચંદ્ર ઉગે ન ઉગે.
હજુ દિવસ છે,
ફુલડાં લઇ લે;

'ફરી લે, રમી લે, હસી લે, તું સખે!
મૃગલાં રમતાં,
તરૂઓ લડતાં,
વિહગો ઉડતાં,
કલીએ કલીએ ભમરો ભમતાં;
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કૂદતું,
ઉગતો રવિ જોઈ ન શું હસ તું?
પછી કેમ વિમાસી રહ્યો તું, સખે!
ફુલ વીણ, સખે! ફુલ વીણ, સખે!
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે!

'કેકારવ' કલાપી



૭૦

## બોધ

(ગઝલ)

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનીઆની જૂઠી વાણી વિશે જો દુઃખ વાસે છે;
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહિ કાજીનો નથી હિસાબ કોડીનો;
જગત્ કાજી બનીને તું, વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે;
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે;
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે;

દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિં કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે;
ચડી જાએ ભલાઇની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરૂ એ સુખ માની લે;
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.

કટુ વાણી સુણી જો કોઇની વાણી મીઠી કહેજે;
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદિ રહેજે.
રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મોટું છે;
જગત [illegible] તું [illegible] કેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ;
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

બાળાશંકર

❦

૭૧

## સ્મૃતિ.

( તોટક )

દિન એક ગયો! પછી લાખ ગયા!
શિરમાં પળીયાં પણ આવી ચુક્યાં!
ઉરનું જળીંયું શમીજ જશે!
પણ તે ચટકું ફરી ક્યાં મળશે?

દિન રાત સદાય જળ્યા કરવું;
સહતાં સહતાં પણ કેમ સહું !
સહશું ! રડશું ! જળશું ! મરશું !
સહુ માલિકને રૂચતું કરશું !

કંઇ બાકી રહ્યું ? હરિ ! યાચી લઉં !
ન સુકાવ ભલે જલ નેત્ર તણું !
પણ તે દિનને વિસરાવીશ ના !
સ્મૃતિ તે રહી તો દુઃખ લાખ ભલા !

'કેકારવ' કલાપી



## ૭૨

## एक बालकीना मरण विषे

દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિ,
આવી જીવન-ઉપવન વિષે, ઝટ ઉડી ગઇ ક્યાંહિ ?
ઘન ગિરિમાળ સુવર્ણની જેમાં ત્હારો નિવાસ,
ઉતરી આવી તું ત્યાં થકી મંદભાગ્યની પાસ—દિવ્ય.
નવ જાણ્યો મંદબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર,
તે થકી શું તું રિસાઇને ચાલી ગઇ નિજ દ્વાર.—દિવ્ય.
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્જ્વલ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્યાં ચાલી કોયલ મ્હારી !—દિવ્ય
લોક લવે મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખિડું હતું
શી હાનિ ? શોક શો ? એ જતાં, છોને નિંદામાં સૂતું—દિવ્ય.
પણ મુજ હૃદયકુંજમાં ઉંડી વશી ગાયાં ત્હેં ગાન,
જે શ્રવણે પડી મ્હેં પીધાં કંઇ અમૃતનાં પાન—દિવ્ય.

એ ઉપકાર એ કોકિલા ! કેમ વીસરે આ વાર ?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર—દિવ્ય.
અમર ભૂમિને આંગણે દિવ્યગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય.—દિવ્ય.
તે સ્મિત પાન કરી કરી દિવ્ય ભૂમિ મેં ઝાંખી,
એ ઉપકાર એ બાલુડી! સ્મરણે રહીશ હું રાખી.—દિવ્ય.
આવી દિવ્ય મુજ કોકિલા જતાં ઉડી એકાએક,
કેમ નયનમાં ના સ્ફુરે અમૃતાશ્રુની રેખ ?—દિવ્ય.
અંધારા આ હૃદયકુંજમાં ધ્વનિ દિવ્ય ગભીર,
ઉજ્જવળ તુજ ગાનના હું તો ભાવે ધારીશ ધીર.—દિવ્ય.

'હૃદયવીણા' નરસિંહરાવ



૭૩

## धा सुणीए

ધા સુણીએ રે દુખીઆંની વાહાલાં!
બંધુ બનીએ..............
બંધુ બનીએ રે એનાં
બેલી બનીએ............ધ્રુવ.
એકજ જનનીના જાયા, એકજ શિરછત્ર છવાયા,
રંક ભાંડુનાં રખવાળાં બેઉએ. ધા સુણીએ.
બેલડીઆં બાંય બરોબર, રહેવા સરજ્યાં શું સહોદર,
દુઃખે દુખીઆરાં આળા અંતર ચાંપીએ. ધા સુણીએ.
દુખીઆનાં ફેડા બંધન, રચી ઉર આગણ નંદન,
દીનને દ્વારે દયાસાગર રેલીએ. ધા સુણીએ.

દુખીઆનાં દેવ સહાયક, દીનનાં તો સંતન સેવક,
રંકને પગલે પ્રભુલીલા ન્યાળીએ. ધા સુણીએ.
સૈયારી મિજલસ ભરીએ, હૈયાંને હેલે ચડીએ,
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વંદીએ. ધા સુણીએ.

'લલિતનાં કાવ્યો' લલિત



૭૪

## ક્યાં છે મજા ?

( ગઝલ )

ક્યા છે મજા ! ક્યા છે મજા ? કહે તુ મુસાફર ખલ્કના !
દુનિયા મહિં ક્યાં છે મજા ? માની લઉં શામાં મજા ?
છે ક્યાંઇ ખાણુ ખુશાલીની આ ખલ્કને કોઇ ખુણે ?
દેખાડી દે ' જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા ?
આલમ શુણે ઝ્હેરી ન ગાણું ગાનનું દરિયાતણું !
તે દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા !
રોવે હસે અસ્થિર ભૂત શોધે ન 'શું ક્યાં સત્ય છે !'
દુઃખભાર લઇ મુંગી ફરે ધરતી, લઉં શામાં મજા ?
ત્યાં આસમાને આભલાં જુદાં જુદાં કંઇ ચકચકે,
સમજે ન કો તેથી નિમાસા સૌ ભરે ! શામાં મજા ?
દરિયા મહીં–ધરતી મહીં–ત્યાં આસમાન મહીં ઉડે,
કહે તખ્ત ખુશાલીતણું,–શું કામની પણ તે મજા !
છે ત્યાં ગયાં ભૂત તો હજારો માણવા જ અખૂટ મજા,
માથે લઇ પાછાં ફર્યાં દીઠાં નહિ. તો ક્યાં મજા ?

વર્ષા બિચારી ગર્ભિણી સ્હેતી પ્રસૂતી વેદના,
પછડાય ચીસો પાડતી ને ગર્ભ જળ રૂપે પડે;
થીજાય શિયાળા મહિં સીઝાય ઉનાળા મહિં;
દુનિયાં બધી એમ જ પીડાતી દેખું છું, તો ક્યાં મજા?

ખુબસુરતી આલમતણી હસતી ખીલે જે કારમી
દેખું હું, પણ કરમાય ક્ષણમાં! માનું તો શામાં મજા!
શુણવા કહે, અવલોકવા કો, વાંચવા કોઇ કહે;
હું મ્હાવરો રાખું ઘણો, તેમાં ન આવે પણ મજા!
આલમતણી મેં ચોપડીનાં ફેરવ્યાં પાનાં ઘણાં!
માલિકના ડહાપણ થકી સમજુ થયો, પણ ના મજા!
હું ગાન દુનિયાનું શુણું અવલોકું સારી ખલ્કને!
જાણી લઉં છું ભેદ સઘળો, હોય તેમાં ના મજા!
જીગર વિના તનહા ફરૂં તેથી ન આવે રે! મજા,
આ ઇશ્ક વિણુ રોતું ન માને દીલડું ક્યાંઇ મજા!
ઉડી ગયેલા નૂરથી આંખો ફરૂં જનમંડળે,
ધારી ફકીરી હું પુકારૂં, "નૂર! ઓ મુજ નૂર ક્યાં?"

શુણે ન કો! રડવું જુએ ના મુજ હાલત આલમે!
દેખું જ તેને રડતી હું તો દુનિયામાં ક્યાં છે મજા?
દુનિયાં મહિં ભાઇ! નથી--ક્યાંઇ નથી—કાંઇ મજા?
ગમગીનીનો ભંડાર આ છે,—માનું તો શામાં મજા?
જીંદગી છે જ્યાં સુધી સ્હેવું બધું રે! ત્યાં સુધી,
આ જીંદગી પૂરી થશે તો આવશે ઉંચી મજા!
સ્મરવાં ગયેલાં સ્નેહીને, રડવાં ગયેલાં સ્નેહીને,
બમ્નાશ જીવિત મુજ એ છે! હાલ તો કહો તે મજા!

કહો તે મજા કે દંભ કે મૂર્ખાઇ ડહાપણ જે ગમે,
અવસાન સુધી હૃદય મુજ તેમાં જ માની લે મજા!
અવસાન બાદ ઉડી જતાં અકળિત અગમ્ય જ સ્થાનમાં,
આ ખલ્કમાં નથી ક્યાંઇ એવી કરીશ ત્યાં સાચી મજા!

'લલિતનાં કાવ્યો' લલિત

❀

૭૯

## कूर्मावतार अथवा समुद्रमंथन

### अने

### विष विसर्जन अने सुधापान

( શિખરિણી )

ઘુઘવે છે ચોપાસે બુદબુદવતું ફીણ ઉજળું,
જળે મતું તર્તું ભિન્ન રસિ, રવૈયે નિગળતું!
ન ગાજ્યો ક્ષીરાબ્ધિ ધમ ધમ અરાજે ઘુઘવતો!
ન નેત્રાં વાસુકિ ગરલ વિકસી-મુખ વમતો!

રવૈયો એ શાનો? અધર ઉછળે મંદર ગિરિ!
સમેટી સામગ્રી, વિધિ બધિ પરાણે પુરિ કરી!
ગઇ રિદ્ધિ સિદ્ધિ નિધિ પ્રલયમાં એ ગઇ ગઇ,
નહિં તો હેં! ક્યાંથી સુર અસુરની ગાંઠ પડવી!

અમે મ્હોટા તે શું પકડિ પુછ પાછા પડિ રહું!
મુખી મ્હોડે મોહું! ભલતું! વિષનું વર્ષણ સહું!
ન લક્ષ્મી, ના શક્તિ, પરવશપણું ત્યાં શું ન ખમે,
ન તાળી હૈં વાગે સુરનિય કરે એકથી કયમે!

શું મચ્છો શું કચ્છો, મકર ઝષ તિમિંગળ પડે!
વલોવાયે વારિ ઉછળિ, ઉડિ અન્યોન્ય અથડે!
ન ફાવે, ના આવે સુખ મથનમાં શુંય કરવું?
વરાંસે, વિમાસે! હરિ મદદ દે! કૂર્મ શરણું!!

હજારે હાથે એ પ્રુજત ગિરિ થંભાવિ ધિરવે!
અહા આ શું બોલે? જગત પ્રજળાવે વળિ હવે?
બળ્યું આ સીઝાવું! જતું કંહિંય? કો ઝેર જીરવે?
વિના શંભુ! વાણી અગમ થઇ! પી કંઠ જીરવે!!!

ખમ્યા હા! આઘાતો—જ્વલત વિષ કૈંકયે નહિ વળ્યુ!
હવે ધીરે કાંટે રૂપણું ધન સાંપ્યુંય સઘળું,
પણે કાઢી કોરો ધવળિત દિશા પૂર્વ શું કરે?
રૂપેરી કેં વાંકો વિધુ હર લલાટે જઇ ઠરે?

અહિં ઉર્મિ પ્રસ્થે ધનુષ, કમલા, શંખ મણિ છે,
વરે બીજી વિષ્ણુ! અગર હર રે, કૌસ્તુભ હદે!
તથા પારિજાત દ્રુમ, રમણિ રંભા અપસરા,
લિધાં ઇંદ્રે હાથી અદ્ભુત કળે કામ દુહગા!

અહા! ઝડપે સૂર્યે ઉદધિ હય એ મસ્ત મુખને
રહ્યું ત્યારે છે શું પ્રબળ હરણું આપણું કહો!
ઉઠો ટૂટો લૂંટો દશ રતન જે છેતરી લીધાં!
ઉભા રહો આ શું છે અસુર ન જવા દો! મિહિ સુરા.

વધી મસ્તી પીતા ધસત અહ ધન્વન્તરિ સ્ફુર્યે,
સુધા—કુંભ—પ્રાપ્તિ ત્વરિત દ્રિધિ દૈત્યે બલ ભરે!
વિકાસી મ્હો, આંખો ચકિત, ધ્રુજતી દેહ—લતિકા,
હતા ગંડૂ મૂળ મરકટ—નીમડો જ્યાંહ મદિરા!!

ન સારા સંતાપે પ્રબળ ન દમે દુષ્ટ દનુજો,
ને આર્યો દસ્યુથી વ્યથિત ચિર રે', શ્રેષ્ઠ મનુનો,
સદા જ્યા જાતે છે મતિ વિભવથી મુદિત નયન,
સદા જ્યાં રાજે છે સુજન વન છાયાંકિત ઘન!

(અનુષ્ટુપ છંદ)

ધન્ય એ મોહિની માયા! અમરત્વ પ્રદાયિની
આર્ય–સંપત્તિ–મંદોદી! દુષ્ટ ભેદ વિધાયિની.

'કુંજવિહાર' ઘ૦ ઘ૦ ધ્રુવ

❦

## ૭૬
## સેવી.

—હિંદ દેવીની પોતાના બાળકોને શીખામણ—

( સવૈયા )

૧

રાજકાજ મૂકોની પડતાં, નાખી નજર જ્યાં પુગે નહીં,
દરિયાપારે ગિરિયો પાછળ રાજરમત સંતાઇ રહી,–બાલક મ્હારાં.
શસ્ત્ર અસ્ત્ર ફેંકી દ્યો અળગાં, કર્યો ઘાવ જ્યાં ફૂળે નહીં:
આગ વીજના ગોળા ફાડે પર્વત, તમ કયમ શકો સહી?–બાલક
અને વળી નાકાંઓ ઘેરી જોનબુલ ઉભો હરિરાજ,
ફિકર તમારે રાજકાજ કે શસ્ત્ર અસ્ત્રની શી છે આજ?–બાલક

૨

વેદ પુરાણ મહાવિદ્યાઓ મુકો ઉંચી છાજલીએ હાલ,
કલમ વીણા ને એવી મોહનીમાં પડવાનો નથી આ કાલ.–બાલક
જંગી સચા જગવ્યાપારો તમે ન હજી ખેડી શકશો;
મગજ તમારૂં વિચારશો કે આંખ મીચી ફોકટ મથશો?–બાલક

અને વળી એ વિદ્યાઓ એ કલા અને એ વ્યાપારો;
કાલાતીત, ગમે તે કાલે, શક્તિ છતાં કરવા વારો–બાલક

૩

પેટ પુરૂ મળતુ નથી તમને, બાલ તમારાં સૂકાં તને,
જુવાન ફરતા ઘરડે વદને, સ્ત્રિયો ન જાણે જોબનને.–બાલક
મહારોગ ને દુષ્કાલોએ નવો કેર વળી વર્તાવ્યો,
દિવસ દિવસથી બારીક આવે, કલિયુગ ઘરે ફુલ્યો ફાલ્યો–બાલક
કુદરતને માનવની જોડી એકમેકથી હસે ફુલે,
ચકવા જોડી એજ ખરી છે, વિયોગથી કરમાય ઝુરે,–બાલક

૪

પુરાણુ પૂર્વજ હતા તમારા, વનવાસી કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કઠણુ નિયમમાં પળનારા–બાલક
દેશ જીત્યા બહુ રાજ્યો સ્થાપ્યાં, ધર્મ કલા અને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુન્નર નીતિ, કહો ન શું ઉતર્યા પાર–બાલક
જંગલ ભેદ્યાં, પશુઓ રાની પાળ્યાં, કંઇ કંઇને માર્યાં;
અનાર્ય બહુએ પશુ જેવાને પુનિત સ્પર્શે ઉદ્ધાર્યા–બાલક

૫

નરહૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે,
દાનવસૈન્ય હણી સુર પોષી પૌરુષ જ્યોતિ ધરી માથે–બાલક
એહ જ્યોતિના બની ઉપાસક–બોધક ધસ્યા નિડર જગમા,
ખાળી શક્યું નહિ કોઇ એમને–વધાવતા સહુ કો પગલાં !–બાલક
મ્હને મુકાવી પશુ–અનાર્ય–વન–તિમિર–ઘોર અધર્મોથી,
ધસ્યા મુકાવા ખંડ અન્ય, અટક્યા કેવલ જ્યાં પૃથ્વી ખુટી–બાલક

૬

શ્રમિત થયા કંઇ લોહી ઘસાયુ તિમિર જુથ ત્યા આવ્યુ ચ્હડી,
મથ્યા બહુ, અધું એમાડયુ ઉપર આણુ નીજ કરી ખરી–બાલક

પણ એ અર્ધા–આર્ય રજપુતો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિરદલ ઉતર્યું ત્યાં તો આભ તુટ્યું, ગઇ જ્યોતિ શમી–બાલક
એહ જ્યોતિ પ્રકટાવો પાછી, એ પૌરુષ વર્તાવો ફરી,
કુદરત પ્રીત ધરી આદરતાં નવીન યુગ ઉગશે જલદી–બાલક

૭

દુકાળ ઉપરાઉપરી આવે છળશો નહીં તેથી જ જરા,
મ્હારાં બાલક, તમ મારે છે મુજ ધાવણના અખુટ ઝરા–બાલક
પણ અક્કલવાળા તે આર્યો, મુજ બાલક તે, તે જ ખરા,
બિન અક્કલવાળા તે મ્હારા અણમાનીતા પુત્ર ઠર્યા–બાલક
સમય વિચારો સમય સુધારો, સમય વિષે સાવધ વર્તો,
'ઉત્તમ ખેતી' સૂત્ર તમારું પુરાણ પાછું ઉરે ધરો–બાલક

૮

નવે ખંડની દેવીઓમાં બ્રહ્માએ હું પ્રથમ ઘડી;
સહુના બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હું જ છડી–બાલક
ભૂતકાળ પૂરો મે દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીણી,
માટે કહું છું ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી–બાલક
મોટી તણી સંખ્યાથી, જો જો ફોકટ ગર્વ ન ધરશો બાલ,
મ્હને નવત્સી, પરવત્સોથી, કરશો માં આખર બેહાલ–બાલક

૯

શ્હેરો'ને શ્હેરી રોગો ને કંતાયેલાં શ્હેરી તન,
ટુંકાં જીવન, નિર્બલ કલુષિત, શિથિલ બિચારા શ્હેરી મન–બાલક
શ્હેરી ગરીબી, શ્હેરી સુસ્તી, વ્યર્થ શ્હેર તણી જંજાળ,
શ્હેરી પાપો, શ્હેરી જૂઠાણા, શ્હેર તણા કલહો કંગાળ–બાલક
એ સહુ આવરણોને તોડો એ માયાને પરી કરો,
હિત ને હિતનાં સાધન શાશ્વત, સ્વચ્છ લોચને ઉરે ધરો–બાલક

૧૦

વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડીઓ, પશુ પાળો,
ખાતર-બીજ-ઋતુ-ચારા-ધરતીના ભેદ પુરા ન્યાળો-બાલક
નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરતનાથી મૈત્રી કરો-બાલક
નીકો ખોદો, બંધો બાંધો, આગ વીજને રસાયણો,
ખનિજ-સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરી ખપમાં આણો-બાલક

૧૧

એ વનવાસ વિષે ઉછરતાં દૂધમલ્લ તમારાં બાલ,
નહિ વ્યાઘ્રથી હઠશે પાછાં, નહિ એમને છળશે વ્યાલ-બાલક
ધોધ કુદી એ હસશે સામાં નદીપૂર તરી ઉતરશે,
ખરે બપોરે જોજન ખેતર લણી કણસલાં-ઢગ રચશે-બાલક
જોબનપૂર વિષે એ આર્યો નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ દેશે, નવીનયુગ વર્તી રહેશે-બાલક

૧૨

એ ખેતીના વિરામ કાલે, રાતે ઉડુગણુ નીરખતાં,
દિવસે કુદરત લીલા પીનાં, ઢોર જ્યહાં વિચરે ચરતાં-બાલક
વેદ-નીતિ ને કલા-પુરાણો ધર્મ ફિલસુફી વિષે ત્યહાં,
તર્ક-ઘોડલા દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હો !-બાલક
ઋષિઓ, દૃષ્ટાઓ, અવતારો, પૌરુષ, જય, આત્મા સ્વાયત્ત,
પ્રકટ થશે એ વનવાસે-હલ એક જ આયુધ ઈશ્વરદત્ત-બાલક

'ભણકાર' બ. ક. ઠાકોર

❦

## ૭૭

## हलदीघाटनुं युद्ध,

### अथवा

## शूरा बावीश हजार

( હિન્ય ૭૬ )

"વીરા! ચાલો ઝટ રણમાં કાઢો તાતી તલવાર!
હર હર હર નાદે ઘુમતા, કરિયે અરિનો સંહાર!
રણધીરા હે રજપુતો, મુજ અંગ તણા શણગાર!
રે ચાલો હલદીઘાટે, શૂરા બાવીશ હજાર!

"વીરા! શું શૌર્ય ગયું છે? શું રજપૂત થશે ગુલામ?
મેવાડ પરાધીન બનશે? શું જશે શિશોદિય નામ?–
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો, ઝળકાવો તમ હથિયાર
રે ઘૂમો રાણા સાથે શૂરા બાવીશ હજાર!

"વીરા! તમ આજે રણમાં, વ્હેશે અસ્ખલિત પ્રવાહ:
રજપૂત ગૌરવ હજી પણ છે તે જોશે અકબરશાહ!
રે આજ પ્રતાપ પ્રતાપે, ઘૂમી રહેશે રણમોઝાર,
ને સાથે ઝુઝશે તેના શૂરા બાવીશ હજાર!"

ગર્જન કરી એમ પ્રતાપે ઝોકાવ્યું રણે શરીર
હોંકાર કરી ત્યાં ઉછળ્યા રાઠોડ, શિશોદિય વીર,
ચંદાવત, સંગાવત ને ઝાલા, ચોહાણ, પ્રમાર–
રિપુને હણવાને કુદ્યા શૂરા બાવીશ હજાર!

મોગલ યુવરાજ સલીમ ને અંબરપતિ મહાવીર માન,
સહ સૈન્ય અસંખ્ય જ ઉભા કંઈ સિંધુ તરંગ સમાન!

પણ મૃગટોળામાં કૂદે વનરાજ કરી હોંકાર
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી શૂરા બાવીશ હજાર!

ધડ ધડ ધડ ધાંય ધડાકા કંઇ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું નીચે આવે આકાશ!
તેને ન જરા ગણકારી, ધરી અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુમુખે હોમાતા શૂરા બાવીશ હજાર!

"આજે નથી, પાછું ફરવું, સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું, છે એ જ અમારી લ્હાણ!"
એવું કહી સહુ ઝોકાવી મોગલને મારે માર:
રે રેલ સમા ત્યાં રેલે શૂરા બાવીશ હજાર!

રણવીર પ્રતાપ બધે ત્યાં કરતો ઘુમી નાદ પ્રચંડ,
ખરૂં આજ પ્રકાશીત કીધુ, રણમાં નિજ શૌર્ય અખંડ!
ભેદી અરિહાર ધસ્યો તે ખુદ સલિમ હતો જે ઠાર,
હર હર હર કરતા ગરજ્યા શૂરા બાવીશ હજાર!

આકાશ ધરા ત્યા કંપ્યાં, ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ!
રણક્ષેત્રે આરંભાયો શો ભીષણ હત્યાકાંડ!
ઢગના ઢગ વીરો પડતા, નહિ શબનો કાંઇ સુમાર;
લડતા અગણિત મોગલ ને શૂરા બાવીશ હજાર!

માર્યા રક્ષક ને મ્હાવત રાણાએ રાખી ઢંગ
ને સલિમ તણા ગજપર ત્યાં નિજ અશ્વે મારી છલંગ.
પણ ગજ નિજ પતિને લઇને ત્યાંથી નાઠો તે વાર,
રાણા સહ પાછળ દોડ્યા શૂરા બાવીશ હજાર!

"અલ્લા હો અકબર" કરતાં ત્યાં કૂદ્યા મોગલ સર્વ,
નથી ભીરૂ બન્યા હજી કાંઇ નહિ રણમાં બોરો ગર્વ;

ત્યાં ફરી વળી ચોપાસે કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા માથે શૂરા બાવીશ હજાર!

પણ વીર્ય અપૂર્વ જ કાંઇ છે પ્રતાપ કેરૂં આજ!
એકલડો સોની વચ્ચે તે ઘૂમી રહ્યો સિંહરાજ!
અર્જુન શું આજે તેનો યશ પામ્યો છે વિસ્તાર;
હા ધન્ય પ્રતાપ! અને તુજ શૂરા બાવીશ હજાર!

એ યુદ્ધ થકી ત્રણ વેળા રજપૂત યોદ્ધા દઇ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી નિજ રાણાને નિર્વાણ;
પણ જોઇ વીરો નિજ પડતા, ફરી ભેદી ધસ્યો અરિહાર
નહિ ગણ્યું હવે નથી સબળા શૂરા બાવીશ હજાર!

અતિ રોષથકી બની ગાંડા ઘેર્યો રાણાને ત્યાંય,
ઝગ ઝગ ઝગ ચપળા જેરી ચમકી અસિયો રણમાંય!
જાણે ન પ્રતાપ હવે કંઇ મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના શૂરા બાવીશ હજાર!

એ સ્થિતિ રાણાની જોઇ ઝાલાપતિ લઇ નિજ વીર.
મૂકી છત્ર પ્રતાપનું માથે રણમાં દોડ્યો રણધીર!
દિલ્હીશ્વર કેરૂં ઉલટ્યું ત્યાં સૈન્ય અસંખ્ય જ ત્યાર,
રે ટપ ટપ ધરણી ઢળતા શૂરા બાવીશ હજાર!

પણ રિપુને હણતા પ્હોંચ્યા વીર રજપુત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી લાવ્યા રજપૂતની આશ!
પણ ઝાલાવીર પડ્યો ત્યાં, નિજ ધર્મ બજાવી સાર,
ને રત્નસહસ્ત્ર ગુમાવ્યા શૂરા બાવીશ હજાર!

ધડ ધડ ધડ થાય ધડાકા ધુંઝ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું નીચે આવે આકાશ!

એ સૈન્ય અસંખ્ય વિશેથી નીકળ્યા રજપૂત પછી બહાર
નહિ ફર્યા  અરે કંઇ સઘળા શૂરા બાવીશ હજાર !

× × ×

રાણાએ તે દિન અંતે છોડયું રણ હુલ્દીઘાટ,
પણ જગતે જોયો તેની શૂરી અસિનો ચળકાટ !
નથી ભારતજન કદિ ભૂલ્યા એ યુદ્ધતણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે શૂરા બાવીશ હજાર !
હા ધન્ય વીરા રજપુતો ! છે ધન્ય જ તમ તલવાર !
શું કીર્તિ તમારી જગમાં કદિ કરમાશે પળવાર ?
ઘર ઘર અહિ હરનિશ ગાશે તમ શૌર્યગીતો નર નાર :
રે ધન્ય પ્રતાપ અને એ શૂરા બાવીશ હજાર !

'પ્રકાશિકા'   અ. ફ. ખબરદાર



૭૮

## योगीराज

( ઓખાહરણનો ઢાળ )

જોગીરાજ ! ઉભા રહો જરી,
મને વાટ બતાવોની ખરી,
પડી વનમા આ રાત અંધારી,
ભમું એકલો ઘરને વીસારી.
નથી પગલા ઉપડતાં મ્હારાં;
થાકે આવે છે આંખે અંધારા;
પંથ પુરો થતો નથી આજ,
વાધું હું ત્યા વધે વનવાટ !

દીવા જેવું પણે દેખાય,
જવા ત્યાં મુજ મન લલચાય;
ત્યાં તો રહેતા હશે કોઈ સંત,
મ્હારા દુઃખનો આણશે અંત.
જોગીરાજ! એ વાટ બતાવો;
દયા એટલી મુજ પર લાવો.

× × ×

જોગી બોલ્યા બેટા! રખે જાતો,
એણી પાસ રખે લલચાતો;
ત્યાં તો ભૂતનો ભડકો જાણ,
બોલાવે ને કરે પછી હાણ.
ભુખ્યાં તરસ્યાંને આદર આપે,
લુખું સુકું મળે તે જમાડે;
એવી આ છે ગુફા મુજ રંક,
બેટા! તેમાં તું આવ નિશંક.
ફળ ને વણ ખેડેલું ધાન,
શય્યા કાજ કુંળાં ઘાસપાન,
રૂડાં ઝરણનું નિર્મળ પાણી,
સુખ, શાંતિ, ને આનંદ વાણીઃ
એવું અક્ષયપાત્ર છે અહીં
હરિ પ્રત્યક્ષ થાય છે સહી.
બેટા, એવા આશ્રમમાં તું આવ્યો,
ગયો સમજ ચિન્તા તણો વારો.
દુઃખ સંસારનાં નથી સાચાં,
મન માનરનાં એક કાચાં;

મળે કોળીઓ ઉદર ભરામ,
તસુ પૃથ્વી સારે સુવા કાય.
પળવાર છે કરવો સમાસ,
ત્હોય મન ન ઠરે કરી હાશ;
પ્રભુએ તો સરજેલું છે સુખ!
મન મનનું ખોળી લેછે દુઃખ.
નિશાકુસુમ સરે શાંત શાંત,
તેમ જોગી બોલ્યા શબ્દ દાંત.
આગળ પાછળ ચાલ્યા બેય,
ઝાંપો ઉઘાડી પેઠા છેય.
રાત વાધી, વ'હેલા ખેલે'
અન્ય સઉ પડયાં નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ
ધીમે તાપે કરે સ્વયંપાક.
તપે અંગારા એકાંત શાંત,
રંગ આપનો શાંત પ્રકાશ;
ધીમે ધીમે બળે છે કાષ્ટ,
ધીમો ધીમો બોલે એનો તાપ:
બોલે તેરી ભરાઇ ભીંત માંહ્ય,
દોડે અહીં તહીં ખેલે માર્જાર;
દ્વાર વાગે વાંસળી–સમો વાય,
પ્હોર રાતના ચાલ્યા જાય.
જોગી આ સઉ શાંતિ ઝીલે છે,
શાંત વાતો કરતા ખીલે છે;
ધીમું ધીમું બોલે ને હસાવે,
થાકેલાનો થાક નસાડે.

કથા ગોષ્ઠી કંઇ કંઇ મ્હાડે,
બોધ આપે ને શાંતિ પમાડે
અન્ન મધુરું જમે ને જમાડે
એ પર અતિથિને રૂચિ કરાવે

'સ૦ ચં૦ ભાગ ૪' ગો. મા ત્રિપાઠી



## ૭૯

## काळचक्र

( રોળાવૃત )

મહા નદીનો ઓઘ ધુનવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યાં પડે ચીલો ન જરાએ,
ગગનચુમ્મી ગિરિરાજ ઘડયો કઠણ પથરાએ,
કાળતણું ત્યાં ચક્ર ઘસાઇ ખાંડુ થાએ
ધ્યાન ધરતો ઉંડું પડયો નભ ભણી નિહાળે
સિંધુરાજ ગભીર ઘોષ કરતો કંઇ મ્હાલે,
કાળચક્ર જે ઘુમે ન્હાનુ શું ત્હેની નજરે
હશી મન્દ તે ભણી લગીરે મન તે ન ધરે
ને છેદી ગિરિશીશ ચણે મંદિર મ્હોટાં જે,
નિજ આજ્ઞા—અનુસાર ખેંચી નદિયોને ગાજે,
નાચે સાગર પીઠે, ન જાણી મહિમા ત્હેનો
બેશી કાચલા માંહિ જગત ધણી માનન તે તો,
તે તો માનવરાજ, ઘુમે જે ગર્વે ભરિયો,
લઇ મંદિર નિજ સાથ માથ લઇ નાવ નગરિયો
ચક્ર ફરતાં વાત કાળતણું થાએ ચૂરો,
ને જાણ્યું એ જાય જાય ક્યાં ઉડી શૂરો

'કુસુમમાળા' નરસિંહરાવ

# કવિતા પ્રવેશ.

## भाग ४ थो.

૮૦

### जंन्मान्तरनी विरहिणीनुं पीउ प्रति आर्जव.

એક પનુતી બગલડી જી, તેહચાં પ્રેમ અપાર!
પીઉ પેખહ પાવસિ ચડી જી, સુખ લીઇ મંસાર.
કઇ મઇ મનમથ દૂહવ્યુ જી? કઇ હૂં નિર્ગુણ નારિ?
પીઉ? પરદેસી વીનવઊં જી, આપિ આપ સંભારિ.
દિવસ દોહિલા નીગમું જી, રયણિ ઘણેરી થાઇ
વિરહ વેદના માહરી જી, પીઉ વિણ રહણ ન જાઇ.
જું જલહીણી માછલી જી, જીવઇ નહિ જુગ માહિ,
કંત વિહૂણી કામિની જી, તિમતિમ ખીણી થાઇ.

'કહ્નાનડદે પ્રબંધ' પદ્મનાભ

❦

૮૧

### कपिंजलनु विलाप.

( રાગ રામગરી–તાલ જિત )

સર જોઇ અમ્હો ચાલતાં અતિ ઉત્તમ વંન
પશ્ચિમ તટિ ત્યાં સાંભળ્યૂં ઘણૂં નમિત રુદન.

હા હા દૈવ ! એ શું ધરિ ? ધ્રૂજિ છિ અતિગાત્ર
શબ્દનિ સન્મુખ સાંચર્યાં વેગી વહીતિ રાત્ર.

મહા નિશાભણી મનુષ્યનું જેણે નહી સંચાર,
શબ્દ શુણીઇ પડવકુ ! હુઇ આક્રંદ અપાર—હા હા૦

હા હ! હણ્યુ હું બાલિઉ ! હા હા થ્યુ ઉતપાત !
મૂલ છેદાણું માહરાં, કર્યું વજ્રિઘાત !—હા હા૦

શું કરિ છિ. પાપિણ થઇ નિરદિ નિકામ ?
વિપ્ર પ્રતિ શું માંડિઉં ? પિશાચનૂં કામ—હા હા૦

મહાશ્વેતા મહા પાપિણી ! દયા નહિ લગાર
એણિ શું વિશુસાડીઉં તે મારિ તૂં નારિ ?—હા હા૦

ધિંદુ ! દહિછિ શાભણી ? પાપીઆ ચંડાલ !
એક કલંક આગિ અછિ, બીજૂ એહ વિશાલ—હા હા૦

દક્ષિણાનિલ ! ભલૂં કર્યૂં ! સીધું રે તુઝ કાજ !
બ્રાહ્મણનિ તાં બાલતા વાધી રે અતિ લાજ !—હા હા૦

હા હા શ્વેતકેતુ મુનિ ! વાહાલુ તૂહ્મિ પુત્ર
વિધિએ વાહી રાખ્યું નહી તાહારૂં ઘરસુત્ર—હા હા૦

સરસ્વતી વિધવા થઇ સૂનુ થ્યું સુર લોક !
આશ્રય રહિત તે તપ થયૂં સત્ય થ્યું તે ફોક—હા હા૦

મિત્ર ! મુહ્મિ તાં પડખિઇ આવું હું તુઝ માથિ;
વાત કરતાં ચાલિઇ વલગિની બેહુ હાથિ—હા હા૦

ક્ષણું એ રહિ સકું નહીં તુઝવિણ માહ્રા વીર !
નિષ્ઠુર થઇ કાં નીસર્યું મૂહ્મિ મેહેલી ધીર !—હા હા૦

કહિણ એહવું કહીઇ નહીં, જાણી કહુનિ સર્યું !
અંધ બધિર તાં હૂં થયુ, ચાલિ નહીં મુજ ચર્યું—હા હા૦

હિશ સઘળી સૂતી થઇ નિઃફલ જીવ્યું દેહ!
પુંડરીક! મુહિ મહેલીઉ વનમાંહાં દેઇ છેહ!—હા હા૦
ઊઠિ મિત્ર તું માહરા! ઘુનિ પ્રતિ વચંન!
પ્રેમ પૂરવનું કિહાં ગયુ, જે હુતુ સાચુ મંન?—હા હા૦

'કાદમ્બરી' ભાલણ

❀

## ૮૨

## रामनी बाळलीला

રામ રંગે રીઝે એવા કૌશલ્યા કુંવર, લાલા રંગે રીઝે, ટેક.
છમ છમ કરતા છેડા પલળે, પાયે ચાલે ચતુર;
ચાર મળીને ઉઘાડા દોડે, રંગે દશરથ કુંવર—રામ૦
કર ગ્રહીને લાવે કૌશલ્યા, પરસાળે મ્હેલે;
ગોત્રજ ગાનો ઘૃતદીવડો, તે મૂઠીમાં ઘાલે—રામ૦
સુમિત્રા લાવે શેલડી, બાળકને આપે;
કટકા તો કોરાણે ફેંકે, પાળી લઇ ચાવે—રામ૦
ઘૂઘરા ઘસે ને ખડખડ હસે, ત્યારે બોધ કરે માતા;
બાળપણાને બલિહારી, જાય શંકર વિધાતા—રામ૦
ઘૂઘરા ધમકે અતિ ઘણા ચમકે, ને ઉતાવળા ચાલે;
પગ તણી જે કોમળ આગળીઓ, ચશીઆરે ઘાલે—રામ૦
અતિ આકુળિત થઇને રે મૈયા બારણીએ બેસે;
રાય તણા મસ્તાના મેગળ, તેના વચ્ચે જઇ પેસે—રામ૦
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે;
ભાલણ પ્રભુને પકડી બાંધ્યા, પ્રેમને પાશે.—રામ૦

'રામલીલા' ભાલણ

❀

## ૮૩

## बंसीलीला

( રાગ સામેરી )

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રી ગોપાળ, મોરલી સાંભળવા જઈએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન.—મોરલી૦

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વરે મૂકયાં ધ્યાન.—મોરલી૦

ગુણી જન લઇ શકે નહિ, અનેક રાગ રંગ તાન;
મોરલી, રંભા, મેનકા, ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન.—મોરલી૦

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદર ગાન.—મોરલી૦

'બંસીલીલા' બાલણ

❦

## ૮૪

## एक तुं श्री हरि

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે:
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.

પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે.

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડિયા પછી, [illegible]

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો, એ મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

નરસિંહ મહેતા

(પદ)



૮૫

## ज्यां लगी आतमा तत्व चिन्यो नहि

જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી–જ્યાં.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મલેપન કરે, શું થયું વાળ લોચન કીધે–જ્યાં.
શું થયું તપ ને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શુ થયું ગંગજલ પાન કીધે–જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે–જ્યાં.
એ છે પરપંચ સહુ, પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે, તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો.

નરસિંહ મહેતા

(પદ)



૮૬

## देवकोनी कंसने विनवणी

વિનવે દેવકી હો વીરાને વલવલી,
માનને માગે હો, મુખે દશ આંગળી;
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે,
સકુમાર કુંવરી હો, કાલુ કાલું ઓચરે;

માનુષી દેહ ધરી હો, વિપત્તિ શી આવડી
કોણ મુકાવે હો, નહિં પિતા માવડી;
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી,
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.

મહીએર મ્હારૂં હો, તું મથુરાપતિ,
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્હાં ભોગવશો હો, પાપનો પોટલો,
શિર મ્હારૂં દુઃખે હો, તાણો મા ચોટલો.

માળા મ્હારી તૂટી હો, પડે કર મુદ્રડી,
દેખે અંગ લોકડા હો, ખસી મ્હારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાકીએ શેષ ભરી.
ભલુ થાઓ દેવનું હો, વાણી એરી ઓચરી.

જે પરણાવે હો, તે વધ કેમ કરે.
મીંઢળ નથી છુટયાં હો, ના ગયા સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સૂક્યો નથી ' સાવલીગે,
મા મારો છઉં કોડભરી હો, લાગુ તમારે પાવલીયે.

જેહને ઉછેરીયે હો, તેને નવ મારીએ,
ઘણું વેળાવી હો, ઘેર પધારીયે.
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી,
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળભણી.

એમ વલવલતી હો, રોતી ગજગામની.
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાપુવાં,
રોયા હય હસ્તી હો, રોયા નગ ઝાડુવાં.

રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતિ,
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

'દશમસ્કંધ' **પ્રેમાનંદ**



## ૮૭

## યુદ્ધવર્ણન

( રાગ—સિંધુડાની દેશી અથવા વર્ણું વાઘેશ્વરીશ્રલ )

દરી કીકીઆરી, ધસ્યું સેન સામું,
    ડગે પન્ચ ખડકો નિધિઓટમાં રે,
સુભાલા ધરીને મુખે ગર્ગડીને,
    તડી સેન આવ્યું હડેડાટમાં રે;

સુમાલા ધરી ના, સુસાધૂપણ ના,
    ક્ષમા ગુણ ના જે વહે વાટમાં રે,
સુવાલા હરિશા ઝટોઝટ ધાયા,
    હરિ નાદ ભીમે કર્યો ડાટમા રે;

શું નાલ્યા ગજોએ હરિ પંચ મોટા,
    તડી ગર્જતાં સેન ઉચ્ચાટમાં રે,
વહે ભીમ હે સારથી રાખ્ય ઘોડા,
    મહાભારથીને લજાવુ જ જો રે.

મદે મસ્ત મોટા થઇ શૂર આવે,
    ન જાણે લખાણો તજાવુ જ જો રે.
રહે હોડ દાબી મદેથી ઉચાર્યા,
    યમાનંદ આજે સજાવું જ જો રે:

હદે ઝાળ લાગી ગદા લીધ માગી,
અસૂ રામમાં તો ભજાવું જ જો રે;
ક્રિધો સિંહ શો શબ્દ કે કંપી સેના,
સિધ્યો અર્થ, જાણ્યું અજાણ્યું થયું રે;

કરે સાહી કેશે, ઉડાડે જ ઠેશે,
હરે પ્રાણ પલ્કે ન જાયે સહ્યુ રે.
ધરે બેહુ બાહુ વિચે સો પચાસા,
અરે તેની આશા નિરાશા તદા રે;

ભરી ઉડળે યોધને યોધ મારે,
કરી કીકિયારી ધરી ભૂ ગદા રે.
પદાતિ પળે અસ્ત ને વ્યસ્ત થાતાં,
વદતી ન વાણી અતિ કંપતા રે;

પગે પીસી, કોને કુવાટે સુવાડયા,
રગે આવી ભીમે તજી જંપતા રે.
કદી હાથ કોના વદી વક્ર ખેંચે,
કદી પાય ભાંજે મદી મર્દતા રે;

કદા ઉંડળે આપદાને તજાવે,
કદા લાત ડાટે ગદા ગર્દતા રે.
ભણે આંખ કાઢી હણું શત્રુ ચિત્તા,
બને દીન તોયે વિને ના તજે રે;

ધરી મુંડી હાથે ભરી અંગ ખોસે,
જરીરે દયા શું દરિ રે સજે રે.
સુહસ્તે મરોડેજ મસ્તો બની ત્યાં,
સમસ્તોજ મારે અમસ્તો દમી રે;

ધરા માગ બન્ને કરે ભાગ ભાથી
કરે જાગ શું રાગ માંહે રમી રે.
ન મામા થયા કો ત્રિમાસા મલ્યા ના,
નશામા સુરામા તણા તો રહ્યા રે;

અરેરે ! અરેરે ! દીનો ક્યાં વિડારો,
મુકોજી મુકો બોલ એવા કહ્યા રે.
ન સુણે અસુરારિ જે ભીમ બંકો,
કઠિના જ હાકો મરોડે ઝટે રે;

ન શૂરો જુએ માત્ર પૂરો કરે છે,
ભલે દીનતાથી રડે ના ખટે રે.
જદા એવું ભીમે ધર્યું ધ્યાન માહું,
તદા ત્યા ,સહ એકડા તો મળે રે;

કરી સપ સર્વે પડ્યા તૂટી ગર્વ,
ધરી હાથ ભાલાજ ભોકે વળે રે.
અસિએ વિડારો, ખપૂત્રે છરેથી,
બળેથી ન બ્હીશો ધરો ધ્યાનમા રે;

ફ્રેઓરો જ પાષાણ મુષ્ટિ'ી મારો,
કરે એકલો શુ ન રો' માનમાં રે.
ન નાસંત મુકે ન ત્રાસંત મુકે,
પછે કોણ ચૂકે રણે મોતને રે,

થઇ એકડા માર મારો ભણીને,
ગછે ભીમ જ્યા ત્યાં સહી સોતને રે,
નિહાળ્યુ શુ ભીમે મળ્યુ, સર્વ ટોળે,
ધરી છે તદા ત્યા ગદા હાથમાં રે.

સુજંધા ધ્યોટી ગદાને ફુગોટી,
કરી સિંહ શબ્દે પડયો માથમાં રે.
ગદાથી દબાયા, પગે કો છુંદાયા,
ભયંકર નાદે અમુઝાય છે રે:
સુવેગે ઉડયા કો, કુમોતે મુઆ કો,
મુઆ રે મુઆ અંગ છૂંદાય છે રે.
કિરીટી કને કો યુધિષ્ઠિર આગે,
ભલો શત્રુ આવી પડે પાગમાં રે:
અમોને જીવાડો જીવાડો જ ભાખે,
ન રાખે કદા ભીમ આ જાગમાં રે.
ગયા શર્ણ લેવા, ભીમે કીધ સેવા,
ધરી હાથ ને પાગ ખેંચ્યા બળે રે;
કરો યુદ્ધ હુંથી, પછે સ્હાદ એ સૌ.
વદી એમ જાણે ન ખેંચ્યા કળે રે.
મડાગાંઠ ખાઝી પડી ઝાલતાં જે,
વદે વિધિ તેની દવિ કોવિદા રે;
યુધિષ્ઠિર સોતા ધર્યા પાય ખેંચ્યા,
ગદા મારતા ક્રોધથી જે ઉદારે.
કિરીટી કહે ના કરો કેર કાળો,
શું ભાળો ન ભ્રાતા સમોતા હણો રે:
ધરો ધર્મ ધ્યાને ન મારો નમ્યાને,
પડાની રડે દામણા તો ગણો રે.
વદી એમ પાસે જઇ ભીમ ઝાલ્યો,
ન ખાળ્યો બળે, તેહ ખાળ્યો કળે રે.

'દ્રૌપદીહરણ' પ્રેમાનંદ

❁

## ૮૮

# વાડ થઇને ચીભડાં ગળે

( ચોપાઈ )

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ કયાંથી મળે ?
ખાણું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જંન.
નવાણ પીતું હોયે નીર, જીવજંતુ કયમ ધરે શરીર ?
મા મારે પય પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;

રાજા થઇને લૂંટી લેય, પ્રજા કોણ આગળ જઇ કહેય ?
રામ જપંતા નર્કે જશે, કહો કલ્યાણજ કોનું થશે ?
ગંગા ન્હાતાં પાપી થશે, વદે વચન કેમ સાચાં હશે ?
વાહાર ત્યાંથી આવે ધાડ, તો પછી કયાંની કરશું આડ ?

મેઘ વરસતાં પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે ?
ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર ?
પુષ્પહાર થઇ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ ?
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ?

કુંડળ કરડી ખાએ કાન, કોણ આગળ જઇ કરીએ જાણ?
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પૂરણ પાપ.
મોટા જાણી જઇએ શરણ, દે ઘાત તો પામીએ મરણ;
ઘરનો દિવાન ચાડી ખાય; તો તે દુઃખ કોને કહેવાય ?

જો રખનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે ?
છાની ચાપણ લોભે લે, તો શાખ આવી કૃણ દે ?

**શામળ**



## ૮૯

# खरी भक्तिनां लक्षण

ઉવેખ ન કરે કોયનો આત્મા વિલાસી રહ્યો;
જેને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો.
ભાઇ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હ્રદયે ધરે;
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.

ભૂવન ત્રણુમાં રહ્યો પૂરી, પૂર્ણ સ્વયં પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં.
મારો રામ રમે છે સર્વ વિશે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન.

*નિત્ય રાસ નારાયણુ કેરો, દેખે તે અનંત અપાર;*
જયહાં જેવો, ત્યહાં તેવો, નારાયણુ નર નાર.
ગદ્‌ગદ્ કંઠે ગતિ થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હ્રદય, પ્રેમ કેરૂં તે પાત્ર.

ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
વીંધ્યું મન રહે તેનું, શિથિલ સંસારી કામ.
નવનીત સરખું હ્રદે કોમલ, રહ્યું ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભરિયું, હરિ ભક્તિ કેરૂં ક્ષેત્ર

કહે અખો સહુકો સુણો, હરિ લક્ષ લાગો ચિંતને;
મનન તેને ભાવનુ, તે સેવે હરિ ગુરૂ સંતને.

અખો

❦

૯૦

## સત્સંગ

સંત જનોનો કરતાં સંગ, સાહમપણું બહુ ઉપજે અંગઃ
સાધુપુરુષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર.
જ્ઞાતાને સંગે નિર્ધાર, ઉજ્જવળ બુધ હોય વણ પ્રતિકારઃ
લોભ મોહાદિક મળ છે જેહ, ઉજ્જવળને ત્યાં ન છબે તેહ.
શીત તણી વ્યાપત હોય ઘણી, સંગત કીજે વન્હિ તણી;
તો હીમે કંપે નહિ અંગ, એમ કરે સજ્જનનો સંગ.
તજ્ઞ તણો સાંભળ મહિમાય; કીજે સંગ તો શું શું થાય;
ખટ ∙ ધાતુ પારસને મળે, મૂળ રૂપ તેનું નવ ટળે.
હલકે મૂલ હતું જે લોહ કુંદનનો દેખાણો મોહ;
કડણ લોહ જે ભયાનક હતું. તે સર્વાંગે થયું શોભતું.
જેમ પારસ તેમ જ્ઞાતા જન, મુગ્ધમાં તે મુકાવે ચેન;
જીવ ટાળીને સ્વેશિવ કરે, તજ્ઞ પુરૂષ એ મહાતમ ધરે.
જે કરે આપ સરીખા તાત, એ બ્રહ્મવેત્તાની મોટી વાત;
તે માટે કરવો સતસંગ, તો સમજી જા વસ્તુ પ્રસંગ.

અખો

'ગુરૂશિષ્યસંવાદ'

❦

૯૧

## ભાષાઅંગ

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું;

બાવનનો સઘળો વિસ્તાર, 'અખા ત્રેપનમો જાણે પાર.
સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ટ વિષે રહ્યો ભાયા કણે;
તે છોડયાં બાણો ના'વે અર્થ તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નો'ય છૂટા પખે
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશે દિશા;
જ્યારે જેનું રાજ જ જાણ્, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાનગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે બાળ.

અખો



## ૯૨

## વૈરાગ્ય અંગ

જો ઉપજે તો ભલો વૈરાગ, બીજાં કૃત્યનો ન છબે પાગ;
હેલામાં હરિ પામે વેદ, જો ઉપજે સાચો નિર્વેદ.

જ્યમ કુવ પાછળ ફળ નિદાન, અખા વૈરાગ્ય તે પરમ નિધાન.
વૈરાગ્ય વિના તે ઉપજે ખેદ, મ્હારૂં ત્હારૂં ભેદાભેદ;

એ સત્ય વૈરાગ્ય ગોળીની ખોટ, લાગે તો થાએ લોટપોટ;
જો ભાગે અખા પર કે પાગ, તોય ટગે તે ઉડવા લાગ.

સત્ય વૈરાગ્ય સ્વામીનું હદે, મહાપુરૂષ સર્વે એમ વદે;
જે વૈરાગ્ય દેખાડે કરી, એ તો મન કેરી મસ્કરી;

પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાનો રંગ.
સૂરજ તેમ સાચો વૈરાગ્ય, પડતાં ન જુએ જાગ્ય કુજાગ્ય

સહુને તેજ કરે તે સહી, પડછાયો પોતામા નહિ;
જ્યાં ઉપજે સાચો નિર્વેદ, નોહે અખા ત્યાં ભેદાભેદ

અખો



## ૯૩

## तरणा ओथे डुंगर रे

( રાગ કાફી )

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી—તરણા. ટેક.

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરીમૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ધૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીં રે વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં—તરણા.

મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો અચરાચર ભર્યો બ્રહ્મ પુરણ, જેણે રચ્યા બ્રહ્માંડ:
ઠામ નહિ કો ઠાલો રે, એક અણુમાત્ર ક્યહીં—તરણા.

સદ્‌ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ:
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—તરણા.

ધીરો



## ૯૪

## अटकबंधीने

અટક બંધીને આળસ નાવે, માથે આવે મર મોત;
બારે મેઘ સત્ય વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત;
નિમ-ધારી નિમ ન મૂકે રે, પૂરા કદી પળ ન ચૂકે રે.

વચને સતો ધરણી આકાશ, વચને દશ દિક્પાળ;
શેષને માથે ધરા થંભી, તો ય વાંકો ન કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિ રે, ગયા જુગ કેટલા વીતિ રે.

મેરૂ ધરૂ સત્ય વચને ઉભા, વચને અગ્નિ ને વારઃ
સાને સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેલે નહિ માઝા લગારઃ
છલકે નહિ સત્યે બંધાણા રે, કૃપાવંત એ કહેવાણા રે.

ઓગણપચાસ વાયુ સત્ય વચને ચાલે, જુઓ મોટાની વાત;
ભોજો ભકત કહે વચન વિના, કેને કાળ લેવા ન જાત;
કંઇના દિયે નાદ ઉતારી રે, રહ્યા છે આજ્ઞાકારી રે.

ભોજો



૯૯

## नथी निपजतो प्रेम

( છપ્પો )

નથી નિપજતો પ્રેમ, વાડિમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી નાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટેઃ
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુર્જરી ગામોગામની
કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રી રામની.

નરભેરામ



## ૯૬

## करीने यज्ञ अनेक

( છપ્પા )

કરીને યજ્ઞ અનેક વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે,
દધિ દૂધ ઘૃત ખાંડ વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણી.

**નરભેરામ**



## ૯૭

## नथी मृतिकामां प्रभु

( છપ્પા )

નથી મૃત્તિકાનાં પ્રભુ, નથી પિપળમાં પેઠા,
કનકની મૂર્તિ કરે, નથી ઇશ્વર મહિ બેઠા,
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને ડેરે;
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે:
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરુથકી, પ્રેમે પ્રગટ જ થાય છે;

**નરભેરામ**



## ૯૮

# नथी निश्चे कोइने

( રાગ—"મોટાનું વચન." )

નથી નિશ્ચે કોઇને નાથ, ક્ષણ પછી શું કરશો;
અતિ અચિંત્ય અતકર્ય ગાથ, શું કરશો હરશો ટેક.

જેહ સમય રાજ્યાભિષેક રઘુપતિ, તે વેગા વન રે;
ચંદ્રહાસનો મૃત્યુકાળ તે વેળા રાજ્યાસન—ક્ષણ.
દેવકી વસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહભર્યાં ભાવ્યાં રે;
ગઇ વાત પલટાઇ પલકમાં, કારાગ્રહ પધરાવ્યાં—ક્ષણ.
જતો હતો ઇંદ્રાણી મોહોલે, નહુષ સ્કંધ મુનિ ચઢયો રે;
તત્ક્ષણ શ્રાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઇ ભૂમિ પડયો—ક્ષણ.
પરિક્ષિત રાજા જળ માટે સહજે, મુનિ આશ્રમે પેઠો રે;
કુમતિયદૃચ્છા શ્રાપ વિપ્ર, ગ્રહ તજી ગંગા તટ બેઠો—ક્ષણ.
સનકાદિક હરિ દરશણ જાતાં, ભવિષ્ય જયવિજય નડિયો રે.
શાંતથી શ્રાપ થયો હરિ પાર્ષદ અસુર થઇ ક્ષિતિ પડયા—ક્ષણ.
જનક ભૂપ મુનિ વસિષ્ઠ બંને, જ્ઞાની શિરોમણી કહાવે રે,
સહજ વાતમાં શ્રાપ પરસ્પર, હારદ હદે ન આવે—ક્ષણ.
ક્લેશ અચિંત્યો દેવસભામાં, દક્ષ સદાશિવ સુણિયો રે:
ભાળ જાણવા હરિ તમે વિભુ એક, બીજો નથી કોઇ બનિયો.
અતિ દુઃખિયા સુખિયા હોય પળમાં, અતિ સુખિયા હોય દુખિયા રે;
નિજ ગતિ અકળ કળ્યામાં નાવે, ઇચ્છું કરો પ્રભુ સુખિયા—ક્ષણ.
દયા. પ્રીતમજી અટપટિ લીલા, કશું બને નહિ કહેતા રે;
રાખો તેમ રહિ પાડો તે સહી, ડહાપણ મુન્યજ ગ્રેહતાં—ક્ષણ.

દયારામ

## ९९

## मनजी मुसाफर

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી;
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરી આ મારગ મળશે નહિ, એહવી છે અવળાઇ;
સમજીને ચાલો સીધા રે, ના જાશો ડાબા કે જમણી. મન
વચ્ચે ફાંશીઆ વાટે મારવાને, બેઠા છે, ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતિ સહુ તે તણી. મન
હાવા માલ વોહોરો તો, વોહોરો શેઠના નામનો,
થાય ના કયહું અટકાવ;
આપણો ' કરતાં જોખમ આવે, ડાવે ધણીનો દાવ;
એટલા સારૂ રે, ના થાવું વોહોરતના ધણી.
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ કહે છે હવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં એવુ રે, અવધ થઇ છે આપણી. મન

**દયારામ**



## १००

## जे कोइ प्रेम अंश अवतरे

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—ટેક.
સિંહણ કેરૂ દુધ હોય તે સિંહણ સુતને ઝરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નિસરે.—પ્રેમરસ

સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે.—પ્રેમરસ

સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
પગરવંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે.—પ્રેમરસ

ઉતમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે.—પ્રેમરસ

એમ કોટિ સાધને પ્રેમ વિના પુરુષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમભક્તિયે વરે.—પ્રેમરસ

દયારામ



## ૧૦૧

## संतों आवो अमारडा देशमां जो

સંતો આવો અમારડા દેશમાં જો;
શાને ભટકો છો ફોગટિયા વેશમાં જો—સંતો

જ્યાં શોક રોગ મૃત્યુનો ભય 'નહિં' કદા જો;
બ્રહ્માનંદ સુખ વરતી રહ્યું સર્વદા જો—સંતો.

કાયા ક્લેશ દોડ ધૂપ ન કરવો પડે જો;
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સનમુખ જડે જો—સંતો

બાધા વિશ્વમાં વિરાજે નાથ અમ તણો જો;
રક્ષા કરવા નિજ જનની ચંચળ ઘણો જો—સંતો.

જેની બ્રહ્માદિક દેવતા આશા કરે જો;
કામ ક્રોધ ચોર દૂર નાશ કરે જો—સંતો

એ છે સદા ચૌદ લોક વિષે જાગતો જો,
જાણ્યા પછી કદી થાય નહિ અણછજો જો—સંતો

મહા વ્રત તપ યજ્ઞ આદરે જો;
તેથી નાયજી કપુષ કદી નવ કરે જો—સંતો
સત્ય ધ્યાનથી જણાવે નિજ રૂપને જો;
વણ ધ્યાન ન જણાવે મોટા ભૂપને જો—સંતો
એવા દેશમાં જો આવ્યાની આશા કરો જો;
સદ્‌ગુરુજી શીશ ચરણે ધરો જો—સંતો
ગુરૂ વચનેથી સાધન આદરો જો;
એ તો સદ્ય નિજ દેશ પમાડે ખરો જો—સંત
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશો જો;
તેથી જનમ મરણ ,ભય વામશો જો—સંતો

**મનોહર સ્વામી**



## ૧૦૨

## मेह्जेठवा अने उजली

ઘોડા ધુમલીના, બીજે બધાયે નહિ,
સાસતા પાડો સગા, આવી આભપરાના ધણી.
સોરઠ સાઠો ન સોરીએ, જુના ન તોડિએ નેહ,
આભપરેથી આવી ઉજળી, હાથ ઝાલે તું મેહ.
પરદેશુંની પીડ જેઠવા તે જાણી નહિં,
તાકી રાખેલ તીર, ભાથે રહ્યા ભાણુનાં.
બરડે બાથ ભરી, આંગણુ અમે લઇ રોપીઓ,
ફુલના ફાંટ ભરી, તેં જોરવ્યાં નહિ જેઠવા.
નાણે દાણા ન જડે, નારી છાંડે નેહ,
કાં વીજળીએ વસુભીઓ, કાં માંદો પડયો મેહ.

નમીઉં હતીઉં નકાર, તેદી બોલાવતો બરડાના ધણી
જાંગે ભાગ્યાં જોર, ત્યારે જાતાં કરે જેઠવા.

માણી લેને મેહ, અમને માન મેલાવીઆં,
સોનાની સગાં ઝાંગું ન હોય જેઠવા.
અંગમાં અંગારા રગ રગે રાણા ઘણા,
મારી દેહને દેને ટાઢ વરસી વીણુના ધણી.

છાણે વીંછી ચઢાવીઓ ચક્કર મારે તેહ,
બરડાનાં બીલાં હેઠ માગી લીધેલ મેં તને.
ફરતું આને ફુલ, તેને માળી મળે નહિં.
માખી શું જાણે મૂલ, ભ્રમર પંખી ભાણુના.

ઉનાળાનાં અમે, લુએ લેવાણું,
તરસે તલવલીયે, જલપે વાલો જેઠવો.
વણુસગે વણુ સાગવે વણુ નાતરીએ નેહ,
વણુ માવતેરે જીવીએ (પણુ) તું વણુ મરીએ મેહ.

'લૌકિક દુહા'



## ૧૦૩

## राणकदेवीनो विलाप

( દુહા )

તરવરીઆ તોખાર, હૈયું ન ફાટયું હંસલા,
જાતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં.
કાં ટઉકે ગરજ ૭ મોર, ગોખે ગરૂવાને ચઢી,
કાળજ કાપી કોર, પીંજર દાઝયો પાણીએ.

ગરવો ગઢ ગીરનાર, વાદળથી વાતું કરે,
જાતાં રા'ખેંગાર ખરેંડી ખાંગો નવ થયો.
મ પડ મારા આધાર, ચોસર્ઠાં કોણ ચડાવશે,
ગયા ચડાવનહાર, જીવતાં જાતર ભાળશે.
સ્વામી ઉઠો સૈન્ય, લઇ ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઇઓ, ગરવો ગઢ ગીરનાર.
વાયે ફરકે મુછડી, રયણ ઝળકે દાંત,
જુઓ પટોળાંવાળીઓ, લોમડીરાણીનો કંથ.
માણેરા મ રોય, મ કર આંખો રાતીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.
પાવળુંને પરડતે, કહો તો કુવા ભરાવીએ,
માણેરા મરતે, શરીરમાં સરણાં વહે.
સારું શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર રાણ, ભોગવજો ભોગાવા ધણી.

'લૌકિક દુહા'



## ૧૦૪

## નીતિ તુંવી

(૫૬)

નીતિ તુંબી ભવસિંધુને તરાવે
તુફાની તરંગમાંથિ,
વાયુ ભયકારમાંથિ,
ધારવાળા ખડકમાંથિ,

ક્ષેમ તીરે લાવે લાવે,—તે તરાવે—નીતિ ટેક
વિંટળાઇ વળી લાલચો ચોપાસે,
નથી ધૈર્ય અને સત્યનું બળ પાસે;
અરે રહેવું બંધાઇ જમપાશે;
પ્રભુ! પ્રેરતુ ઉપાય, લાગુ પાય, હે જગરાય,
તું સમરાય, સુખડું થાય, મનની લાય,
બહુ બહુ હાય, સહુ સમાય,
સંકટો ના'વ ના'વે—તે તરાવે—નીતિ.
આશા લોભ આદિ આધિ ફિકર મ્હોટી,
કરે તાવ વ્યાધિ શરીરતણી સોટી;
બીજી અડચણો ઉપાધિ પીડ મોટી;
અરે દુખડાં ના ગણાય, ના જણાય, પણ હણાય,
ગુણ ગણાય; ઝર તણાય, હરિ ભણાય, સુખ અણાય,
ખરું સત ભાવે ભાવે—તે તરાવે—નીતિ.

નર્મદાશંકર



૧૦૯

## डगलुं भर्युं के

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કહાડ્યું કે ના ફરવું ના ફરવું; ટેક.
સમજીને તો પગલું મુકવું, મુકીને ના બ્હીવું;
જવાય જો નહિં આગળ તોપે, ફરી ન પાછું જોવું.—ડ૦ વેણ
સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવું ફ્હીકું;
કદી કદી ખુબ લડવું, પણ ના કરવું ફરવા ઝીણું—ડ૦ વેણ

જ્યાં ઊભા ત્યાં ચોટી રહીને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળું—ડ૦ વેણુ
ફતેહ કરીને આગળ વધશું, અથવા અહિંઆ ગરશું:
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કગ્થું—ડ૦ વેણુ
તજી હામ ને કામ મૂકવા, પૂણ્યા જે કો ખોળે;
ધિક્ક કાયર તે અપજશ રૂપી, ખાળકુંડીમાં બોળે—ડ૦ વેણુ
ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે:
બ્હીકણ બાયલા નામર્દ એ, નામ મળે ઉપાડે—ડ૦ વેણુ
પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે:
મુવા નહિ કાં કરી પરાક્રમ, રણે ઉડાવ્યું જ્યારે—ડ૦ વેણુ.
શૂરવીર તે જશનો લોભી, હિંમત મદિરા પીવે:
ઉમંગથી ને ધગી વધે વા, ખૂબ ટકાવી રાખે—ડ૦ વેણુ.
ભણી ગણી જન પુખ્ત વિચારે પાયો નાંખે મજબૂત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત.—ડ૦ વેણુ

નર્મદાશંકર



## १०६
## रणगीत

ધસો સૌ ધસો ઝપટ રણમાં!
વસો નહિ અંતર કાયરતા!
ઘૂમો રણજંગ ખૂબ ઘૂમો!
શત્રુદળ કંઠ ખડગ ચૂમો!
લહો લ્હાવો કરી કેસરીયાં!
ફરિ ફરિ એ દિન હોય કયહાં?

ઘટાથી ધાડીથી કંઇ ધુંચાય છે,
ઘટાથી કું છાછરી એ છવાય છે;
સટા ઉંચીથી કંઇ સિંહયાળ શી
ટટાર વૃક્ષે શી લટાળી ગ્હી હસી!

કંઇ કરે વાતડી આભલાં થકી
રચીંદુ દૃષ્ટિ જહિં ફેંકી રે' ટકી;
દિને નિશે સાંજ સવાર એકતા
હસાવી પુષ્પો ઝઝળાવીને લતા!

કંઇ થકી દ્રાક્ષના ફળે નમી
ચઇ સુવેલી પુલથી હસંતી એ;
અનાજનું રૂપ ધરી તૃણાંકુરે
સુવૃક્ષ દેહે દીપતી શી એ સ્ફુરે!

સુધન્ય ભુમિ સ્વિત્સ આ લડાવની,
કિશોરી દેવિ રસિલી રમાડતી;
સુગુર્જરી ભૂમિની બ્હેની તું હસે,
સદા સ્વતંત્રતા તું! હું ભુમિ એ હિસે.

'યુરોપયાત્રા, પ્રવાસપુષ્પાંજલિ' ઉ૦ ઉ૦ ધ્રુવ

❧

## १०८

## विदायगोरी

( ૫૬ )

સાથે આવો તો સગપણ જાણીએ હો જી—એ ધૂન
અમે વહાણે ચઢ્યા પ્રેમાનંદને, કરી જગત બધાને જુહાર રે,
હોડી માછીડા વહેલી હંકારજે—સાથે.

નમું જ્ઞાન વેદાન્ત વિચારને, જેણે માયા વિટંબના વેરતાં રે,
આપ્યાં ખીલા ને પાટીઆં વહાણનાં—સાથે.

આવો દેવ નમું તમને નમી, તમે ખેલ રમાડી રંજાડી રે,
ધ્રૂડી હોડીને સાંધા પૂરીઆ—સાથે.

ગુરૂ શંકરને નમું પ્રેમથી, જેણે રેણુ અણુ ને બ્રહ્માંડથી રે,
આપ્યાં ઘડીને માછીડા આ વહાણમાં—સાથે.

માડી તમને નમન પે'લાં સર્વથી, ફેડી જાતને કીધાં જતન રે,
દીધો ,અનુભવ પ્રેમ સુકાનનો—સાથે.

નમું ભૂર ભુવર સાતે લોકને, જેણે વિધવિધ દાખવી રંગ રે,
હોડી હાંકવા દરિયો ભર્યો ભલો—સાથે.

નમન પ્રથમ ગુરુ પિતા પ્રેમથી, જેણે બુદ્ધિનું આપી દાન રે,
દરિયો ઝેરનો અમૃતથી ભર્યો—સાથે.

નમું કામ્યતરંગ વિનોદને, કરી સુખ દુઃખમાં પૂરો ભાગ રે,
મીઠી રમતમાં આપ્યા આ દામમાં—સાથે.

નમું નમી નમી હું ઐશ્વરાઇને, જેણે.રમત રમાડી અનુપ રે,
દીધાં મુકી આ આનંદ રેલમાં—સાથે.

પહોંચે નમન બહુ બહુ શત્રુને; જેણે નિત્ય નિત્ય પૂર્ણ પ્રહારથી રે,
ખોદ્યો અભિમાન ખડક આ માર્ગનો—સાથે.

નમું દેશ વિદેશ વિશેષને, નમું હિન્દુ મુસલમાન રે,
જેણે શત્રુના દોરા વણ્યા સામટા—સાથે.

જાઓ પાછા નમું નમું પ્રેમથી, તમે નિર્ભય નામ નિશાન રે,
હસે ધરજો સદા ઉંચે અમતણું—સાથે.

આજે નમું હું નમું ગુરુ સર્વને, જુદાં નામ ને રૂપ તમામ રે,
ભર્યો પવન અભેદ આ શઢ વિષે—સાથે.

નમું માછીડા હોડી હંકારી લે, ભલે ભાગી હોડી ડુબ્યાં સર્વ રે,
ડુબ્યાં દરિયો ને હોડી કહેનારમાં—મારે.

'આત્મનિમજ્જન' મણિલાલ



## ૧૦૯

## अमर आशा

( ગઝલ. )

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે!—કંઇ૦

જુદાઇ જીંદગીભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે—કંઇ૦

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઇ છે—કંઇ૦

ઝખમ દુનિયા ઝમાનોના, મુસીબત બેવફા ખંજર,
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઇ છે—કંઇ૦

શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઇ છે—કંઇ૦

ફના કરવું ફના થાવું, ફનામાં શાહ શમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઇ છે—કંઇ૦

ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે—કંઇ૦

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશુક સાંઇ છે—કંઇ૦

ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઈ છે—કંઇ૦

હજારો ઓલિયા મુરશિદ ગયા માશકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઢ છે—કંઇ૦

'આત્મનિમજ્જન' મણિલાલ



૧૧૦

## सिंह

ક્ષુદ્ર પશુ ! ચલો ! નાસી સઉ જાવ !
કરૂં કયમ ક્ષુદ્ર જીવ પર ઘાવ ?
નીરખતામાંજ રવિકરતાપ, સરોવર માત્ર સુકાઇ જાય;
બીડે પણ ઉગ્ર ભાનુ જ્યાં બાથ, સલિલના ક્રોધી નાથની સાથ,
ઉદક નિધિ ઉછળી ગર્જતો ત્યાં જ,
વીંજતો પછડાતો વીચિ હાથ,
ધરતી તણી પીઠે રચે ઘમસાણ
દોડતી શત શત યોજનમાન,
ઘસડતો પ્હાડ તણા પાષાણ
ત્હોય રવિ ચ્હડી થાય શિરતાજ !
તેજ રીતે વનદન્તીની ગર્જના સુણી મ્હારી ઉછળતા,
મદ ઝરતા કર પછાડતા, ચીસ પાડી દંતને ઘસતા;
ઘસતા દંતો ગિરિવર શિખરે તીક્ષ્ણ પ્રહરવા કાજે
તોડી તોડી દ્રુમવર ઉખેડી પકડી શૂંઢ કુંડાળે;
પકડી શૂંઢ કુંડાળે દ્રુમવર ઉછાળતા આકાશે,
[illegible] ફાડે !

દીર્ઘ ભરે પગલાં, દોડે, સહુ ઝાડ એકઠી નાંખે !
બની ઝુંડ વનને ચમકાવે રસતીરને સળગાવે !

એ રસનો ભડકો બનતાં મુજ ઉર પ્રફુલ્લ જ થાય,
વાળ ઉછાળી, ઘનસમ ગાજી, નીકળ્યું ઝાડીથી બ્હાર !

નીકળ્યું ઝાડીથી, જનક સભામાં તુટી છુટી ધનુ કમાન,
તે સમ છુટી, શર સમ ફેંકાઇ, પડ્યું ઝુંડની માંહ્ય.

પડ્યું ઝુંડની માંહ્ય, ભયંકર જેમ તોપનો ગોળો
પડે શત્રુના સૈન્ય મધ્ય ને રચે ઘાણ ઘણું બ્હોળો.

ઘન સ્તમ્ભ પર રક્ત રવિ સમ કોને ચરણે બાઝ્યું,
રિપુકેશપર વીરહસ્ત સમ કોની શુંડે રાજ્યું.

નીલગિરિ શિખરે ગરૂડ સમો ચ્હડી કોની પીઠે બેઠું,
રણડંકાસમ ત્યાંજ ગાજતો કર્ણધ્વજને ખેંચુ.

પણ દંતીવરનાં દંતુસળ કચડી, કર્ણને ખાઝી,
કુમ્ભસ્થળ પર રૂધિર ઘડી પી, વિરમી રહ્યું ઘડી ગાજી.

રૂધિર લિપ્ત મણિમુકુટ સમો ને તિમિરશિરેજ પ્રભાને,
રક્ત રવિ સમ, ત્યાંજ પ્રમોદ પરમ મુજ ઉરમાં વ્યાપે.

( સિંહધ્વનિનો પ્રતિધ્વનિ. )

" જેણે નહિં જગતમાં પુરૂષાર્થ સાધ્યો,
ઉચ્ચાસ્ય જે પદ નહિં કદીયેજ પામ્યો,

તે જન્મ વ્યર્થ ધરતો ! ધુળ તેથી સારી,
વંટોળીયે ચ્હડી ઉડે ઘડી વ્યોમમાંહી. "

'સ્નેહમુદ્રા' ગો૦ મા૦ ત્રિપાઠી



## १११

## कुमुदनो पत्र

અવનિપરથી નભ ન્હડયું વારિ પડેજ પાછું ત્યાં ને ત્યાં;
ઠુંકું કર્મ ઠુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરૂડરાજની પાંખ થકી
સુભગ ધડિક એ બન્યું; નવાઇ ન, એ દશા જો ના જ ટકી.
પણ ઉંચા નભના સંચારી, પક્ષિરાજ, તું આવ્યો આ
ધરતી પર ત્યાંથી ઉડ પાછો; પક્ષ-હીનનો દેશજ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં !
વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં !
ગિરિશિખરે, ઘનમાં, ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કર-અંબાર વિશે જ્યારે;
સુવર્ણપક્ષની જશે ઝબક બળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું ઉર મર્મથી અનુમોદીને.
નહિં ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય, તે રાખ ! નીકર રહીશું રોઇ.

'સરસ્વતીચંદ્ર, ભા, ૧ લો' — ગો૦ મા૦ ત્રિપાઠી



## ११२

## सरस्वतीचंद्रना उद्गार

(ગઝલ)

દીધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા,
ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સંન્યાસ એ, ભ્રાતા !

પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મ્હેં તારી!
ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ, લીધો સંન્યાસ એ, ભ્રાત!
અયિ ઉદાર ઓ વ્હાલી! સખા! વ્હાલા! ખરા ભાઇ!
અમીની આંખ મીચો ને! જનારાને જવા દ્યો ને!
હતી લક્ષ્મી! હતા તાત! હતી વ્હાલી! હતો ભ્રાત!
નહીં—ત્યારે—નહીં કાંઇ! ન લેવું સાથ કંઇ સાહી.

અહો તું ભાઇ—વ્હાલા રે! ભુલી સંસ્કાર મ્હારા રે,
બિચારો દેશ આ આર્ય!—કરે તે કાજ કંઇ કાર્ય.
અહો તું ભાઇ—વ્હાલા રે! તું-રૂપી છે કમાઇ રે,
બિચારા દેશને તેને ગુમાવે શોધી શે મુને!

મુકી દે શોધવો મુને! મુકી દે શોચવો મુને!
પ્રિયાની આ દશા દેખું—નથી સંસારમાં રહેવું.
હવે પાછો નહી આવું! મુક્યું પાછું નહી રહાઉં!
રહ્યું તે યે તજી દેવું-શું છે સંસારમાં લેવું?

હવે સ્વચ્છન્દચારી હું! યદચ્છા વેશધારી હું!
પતંગો ઉડતી જેવી—હવે મ્હારી ગતિ તેવી.
ઉડે પક્ષિગણો જેમ, હવે મ્હારે જવું તેમ,
સમુદ્રે મોજું રૂહે તેવું, હવે મ્હારે ય છે રૂહેવું.
નહી ઉંચે—નહી નીચે—મળે આધાર, ધન હીંચે,
નિરાધાર—નિરાકારઃ—હવે મ્હારીય એ ચાલ.
સ્ફુરે પોતે, ન દેખાય, કુમુદની ગંધ અહીં વાય,
અરણ્યે એકલો વાયુ! જીવન એ ભાવિ છે મ્હારૂં.
જહાંગીરી—ફકીરી એ! લલાટે છે લખાવી મ્હેં!—
પ્રજા એ હું—નૃપાળ એ હું! ઉરે, ઓ એકલી, તું તું

'સરસ્વતીચંદ્ર ભા. ૧ લો' ગો૦ મા૦ ત્રિપાઠી

❀

## ૧૧૩

## जयनी आशा

અંધકારનો સમો પ્રબળ! આ દશા થઈ મારી!
સુન્દર, કોમળ, સબળ બધી મુજ સંતતિ કરમાઈ!

શું કરૂં ? શું કરૂં ? નવ ચાલે કંઇ! પ્રહર બહુ વીત્યા,
પ્રહાર બહુ મુજ સુન્દરતાએ તિમિર તણા ઝીલ્યા;

ત્હોયે હરિનો હાથ અમારે! અંધકારમાં ઝુલું;
પોષણ પામું, રહું સુવાસિત, અંતર્બળ ના મૂકું;

દઉં પામું આનંદ વિજનમાં; ભલે લોક ના દેખે!
અંધકારની મધ્ય અંક મુજ બાળ સમૃદ્ધિ બ્હેકે.

મન્વંતર ભર, અંધકાર! તું ભલે રહે ઉભો,
છવાય તેટલું છાય ભલે તું, ભલે જ તું બીજે!

અંધકાર! તુજને હંફાવું વર્તમાનમાં આજે;
મન્વંતર પળ સમા ગણું, પળ પળમાં પુરી થાશે.

પ્રભાત પળમાં થયું દેખાડું, ઉષા પ્હણે આવે;
અંધકાર તુજને હંફાવી ધક્કેલીને કઢાડે.

જાત મુજ, મુજ પ્રજા સુકોમળ, હતી તેવી થાશે,
અંધકારને હંફાવી જય ભવિષ્યનો ગાશે.

'સરસ્વતીચંદ્ર ભા. ૪ થો' ગો૦ મા૦ ત્રિપાઠી

❦

## ૧૧૪

# चंदा

( વિષમ હરિગીત )

શાંતિ શીતળ વરશિને સુખમાં સુવાડું રાત્રિયે,
જે નદી, સરવર, અદ્રિ, તરવર, દિવસ તપિયાં ત્હેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સુઇ જતી
ત્હેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.

કન્યકા હું કુળવતી, મુજ માત મ્હોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, એમનાથી રહું બીની;
માત મ્હારી પૂજ્ય ત્હેની પ્રદક્ષિણા કરું ઊગથી,
મુજ તાત તે પણ પૂજ્ય ત્હેવા, વંદના કરું દૂરથી.

નામ **ચંદા** મધુર મ્હારૂં પાડિયું મુજ માડિયે;
ઘણી વેળ વિચરૂ ખેલવા આ વ્યોમકેરી વાડિએ,
માંહિ વ્હેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણુંતી ફરૂં વળી.

ફરૂં બ્હીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઇ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી;
બન્ધુ મ્હારો રાહુ તે ઉદ્ધ્યો કુછન્દી કૂબડો,
કંઇ કોટિ વેળ મુન કનડતો, એ અકારો થઇ પડ્યો.

બ્હાર જાય પિતાજી ત્યારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેદો લઇને દોડતી.–
એક લઉ, બીજી ઉછાળું, ત્રીજી શિર ઝીલું ધરી,
વળી ફેંકી સઘળી વેગળી માડી ભણી નિરખુ હશી.

માગ્યું માત મહી કને, ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલું મ્હારૂં;–બાપુ! ત્હેં હજી સુધા કેમ નથી પીધી!
સુધા પાતી એહને,–ભરી કુમ્ભ આપ્યો તાતજી—
રાખું ઉછંગ મહિં સદા એને કદાપિ ન દઉં તજી.

વાંકું વળિયું રમ્ય રીતે અણીવાળું નાવડું
માતા પિતાએ આપ્યું મુજને, કોદિ તે પર જઇ ચડું,
ચઢી મુકું તરતું તે સ્વચ્છન્દ ચાલ્યું જાય ત્યાં,
ઊંડું ભૂરૂં આકાશ કેરૂં જળ અમળ ફેલાય જ્યાં.

ત્યાં ધને કો દામ વેરી ઝીણી રૂપેરી રેસ તે
લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જંતે જતે;—
ને બધી આ વેળ હરણું મ્હારૂં જે બહુ બ્હીકણું,
મુજ સોડયમાં સંતાઇ સૂતું, એ મુને રૂચે ઘણું.

એવી મેઘની રેતી સરસું નાવ મુજ ધસડાય જ્યાં,
મધુરા, રસિલા, મંદ, ઝીણા, સુન્દરા સુર થાય જ્યાં;
માત્ર દિવ્ય જનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,
ને સુણે હરણું માહરૂં ને ઉંઘ મીઠી લે ખરૂં.

ઊઠી હું મૃદુ ને સુંવાળા સેજમાંથી જળતણી,
નાખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમિ ભણી:
રંગરાતું મુખડું મ્હારૂં કંઇ વિશાળું સિંધુમાં
ધોઇ કરી ચડું વ્યોમ, વળગ્યાં વાળશું જળબિન્દુડાં.

મેઘ પેલો મસ્તીખોરો મુજને રંજાડવા
કઇ યુક્તિઓ બહુવિધ કરે ભંગાણ સુખમાં પાડવા;
પણ હું તો હસતી રમતી ફરૂં ઊપર નભ શિરે,
ને એહ અસ્થિર મેઘુલાથી કદી ભરાઉં ન ગ રીસે;

એ જ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો,
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો;
ને રૂપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહું પડી;

કો ઘડી વળી શામળી નિજ શાલ લેઇ તે વડે,
મારી ઝડપ રમતો રમતો મુખડું ઢાંકી દિયે;
ને ત્યાંહ અબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે.

પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ કરતું પ્રેમથી,
તે સમે સિન્ધુ વિશાળું નિજ ઉર વિસ્તરે રહામો હસી:
ને કરંતો મંદ મંદ ઘુંઘાટ ભર આનંદથું,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું!

ભેટવા વિસ્તારી કરને બાથ ભીડું માતને,
તે મુને મંદ હસાંતી નિરખે પ્રેમભીનાં લોચને;
અચળ પેલા તારલાની આસપાસ ઘુમંતી તે,
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દ્રષ્ટિ પડતાં શીઘ્ર બને.

નદીમાં, સરોવરમાં, ને સિન્ધુમાં કદી ન્હાતી હું,
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઇ જાતી હું;
ત્યાંદિ નાચું લ્હેર કરતી, વળી ડુમકાં ખાતી હું,
ને મૃગલું મ્હારૂં તેહને એ નવલ જળ કદી પાતી હું.

કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઉભી રહું,
નીચે બિછાવા મ્હેં રૂપેરી તેહ જાજમ નિરખું;
દ્રષ્ટિ ઉંચી ફેંકું વળી ઉંડુ ભૂરૂં આકાશ જ્યાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યાં.

